# પરિષદ્ ત્રિવેણી.





લેખક,

વિદ્યાર્થી ભીમાશંકર શર્મા.

# પરિષદ્ ત્રિવેણી.

લેખક,

વિદ્યાર્થી ભીમાશંકર શર્મા.

પ્રકાશક,

ડુંગરશી વિશ્વનાથ ઓઝા.

ઠે. જયનારાયણ સીતારામનો માળો, ફણસવાડી ૨ જી ગલી

મુંબઈ.

પ્રથમાવૃત્તિ ૫૦૦] મૂલ્ય ચાર આના. [વિક્રમાર્ક ૧૯૭૪

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ, નં. ૯ અનંતવાડી મુંબઇ ૨.

રતિલાલ હરજીવન પટેલે છાપ્યું.

# વિષયાનુક્રમ.







# ગ્રન્થાર્પણ.



વિદ્યા ભણવા માટે જ જેઓ ભણે છે, અને ભવિષ્યમાં, જેમનું જ્ઞાન-ધન **ભારત**-જનતાની સેવા અર્થે જ વપરાવાનું હો; જેમને **સાહિત્ય**માં યત્કિંચિત્ પણ આનન્દ પ્રાપ્ત થતો હો, અથવા જેમને શિક્ષણની સહાયતાથી પોતાનું **ચારિત્ર** સુધારવાની તીવ્રેચ્છા હો; અને ટુંકમાં, જેમની શારીરિક, માનસિક, આર્થિક અને આત્મિક શક્તિયો માતૃભૂમિની નિષ્કામ **સેવા**માં કામે લાગવાની હો એવા વિદ્યા પ્રેમી **વિદ્યાર્થીઓ**ને, આ, એક વિદ્યાર્થીની જ કૃતિ, સ્નેહપૂર્વક સમર્પિત કરવામાં આવે છે.

લી૦

**વિદ્યાર્થી ભીમાશંકર શર્મા.**

લેખક.



# પ્રકાશકની પ્રાર્થના.



પ્રસ્તુત લઘુ પુસ્તક મારા સ્નેહી ભાઇ **ભી**માશંકર શર્માની **દ્વિતીય** કૃતિ છે. પ્રથમ એક અનુવાદિત ગ્રન્થ એમણે ગુર્જર સાહિત્ય દેવીની સેવામાં અર્પણ કર્યો છે. તેમાં લેખકે પોતેજ પોતાનો પરિચય કરાવ્યો છે. એથી વધારે સારો પરિચય આપવાની ધૃષ્ટતા હું કરી શકતો નથી-કરવાની આવશ્યકતા જોતો નથી.

પુસ્તકનો ઉદ્દેશ શિક્ષણ, શિક્ષણ-પદ્ધતિ અને શિક્ષણના આદર્શ પર પ્રકાશ પાડવાનો છે. દેશમાં જે અપૂર્વ જાગૃતિ થઇ છે-થઈ રહી છે-તેથી વિદ્યાર્થીઓ-ભારત વર્ષના ભવિષ્યના મહા પુરૂષો-સુપરિચિત થાય એવા પવિત્ર હેતુથી પુસ્તક લખવામાં આવ્યું છે. અને મારે કહી દેવું જોઇએ કે, એવાજ નિઃસ્વાર્થ ભાવથી તે પ્રગટ કરવામાં આવ્યું છે. વિદ્યાર્થીઓ એવાજ ઉત્કૃષ્ટ આશયથી એને વધાવી લે એમાંજ લેખક તથા પ્રકાશકના શ્રમની સફલતા છે.

પ્રથમનો અને છેલ્લો એ બે લેખ લેખકે પોતે લખ્યા છે જ્યારે 'બુધ્યાત્મક શકિતયો અને પંચેન્દ્રિયોની પરિષદ્' 'ગૃહ-લક્ષ્મી' નામક **હિન્દી** માસિકના એક લેખનો અનુવાદ છે. લેખન શૈલી અમને બધાને નવીન લાગી હતી. લેખકે ખુલાસો કર્યો હતો. અંગ્રેજીમાં એ શૈલીથી અવારનવાર લેખો લખાય છે. ગુજરાતીમાં પણ શ્રીયુત પ્રભાશંકર જયશંકર પાઠકે 'વર્તમાન પત્રો અને માસિકોની પરિષદ્' તથા 'નવા સાક્ષરોની સૃષ્ટિ' નામક લેખો દ્વારા આ શૈલી દાખલ કરી છે..

પુણ્યોદકા ભાગીરથી, કાલિન્દી અને સરસ્વતીના સંગમસ્થાન **ત્રિવેણી**-પ્રત્યે આર્ય્યજનો કુલપરંપરાથી વિશેષ ભકિત-ભાવ દર્શાવતા આવ્યા છે. એ ત્રિવેણી પણ સ્નાનાર્થીઓનાં પાપોને પોતાના પ્રવાહમાં વહેવડાવી દેવાના કાર્યમાં યત્કિંચિત્ પણ પ્રમાદ કરતી નથી. લેખકે અહીં પરિષદોની ત્રિવેણી વિદ્યાર્થી યાત્રીઓના ન્યૂનતારૂપ કલંકોનું પ્રક્ષાલન કરવા માટે પોતાના હૃદય-સાગરમાંથી ઊર્મિરુપે પ્રત્યક્ષ કરી છે. લેખકની એવી ઇચ્છા છે કે, વિદ્યાર્થીઓ આ ત્રિવેણીમાં પરમ શુદ્ધતાથી અવગાહન કરે અને ન્યૂનતા-દેશ પ્રેમની, સાહિત્ય પ્રેમની, વિદ્યાની અને વિદ્યાના સત્ય ઉદ્દેશની-દૂર કરવામાં સમર્થ થાય. જેમ પ્રત્યેક તીર્થ ભૂમિ પર થાય છે તેમ, આ લઘુ પુસ્તકના વાંચનથી વિદ્યાર્થીઓને અનેક સદ્વિચારો સ્ફુરે, એવી શ્રી **પ્રભુ**પાદમાં પ્રાર્થના છે.

નિવેદક,

**ડુંગરશી વિશ્વનાથ ઓઝા.**

પ્રકાશક.





# પાઠ્ય પુસ્તકોની પરિષદ્.

વિદ્યાર્થીઓ-સાચા વિદ્યાર્થીઓની આ સર્વદા સ્થિતિ હોય છે કે, તેઓ રાત્રિ દિવસ વિદ્યાની પ્રાપ્તિ, સંરક્ષણ તથા સંવૃદ્ધિની ચિન્તામાં નિમગ્ન રહે છે. પ્રાપ્ત કરેલી વિદ્યાનું તેઓ સદૈવ પરિશીલન કર્યાં કરે છે. ઘણી વખત નિદ્રિતાવસ્થામાં પણ તેઓ કોઇ એવાજ પ્રકારની સ્વપ્નમયી ચિન્તાથી આકસ્મિક રીતે જાગ્રત થાય છે. કેટલાક વિદ્યાર્થીઓ રાત્રિ સમયે સ્વસ્થપણે સમ્પૂર્ણ નિદ્રા સુખનો આસ્વાદ કરે છે, અને પ્રાતઃકાલમાં અથવા દિવસે અધ્યયન કરે છે. કેટલાકો દિવસના ભાગમાં અન્ય કાર્યોમાંજ મચ્યા રહી, રાત્રિની નિઃશબ્દતા અને નિઃસ્તબ્ધતામાં નિશીથ અર્થાત્ મધ્ય રાત્રિ પર્યન્ત કિંવા તેથી પણ વિશેષ સમય સુધી સ્વાધ્યાયમાં નિમગ્ન રહે છે. એ રીતે તેઓ या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी । यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ આ શ્લોકના ભાવાર્થને અનુસરતા હોય એમ આપણને લાગે છે. એ ઉપરથી દિવસે કિંવા પ્રાતઃકાલે અધ્યયન કરવું ઉચિત છે કે શાન્ત રાત્રિ સમયે અધ્યયન કરવું ઉચિત છે એનો નિર્ણય કરવા હું લેખિનીને પરિશ્રમ આપતો નથી. પરન્તુ કહેવાનો હેતુ એ છે કે, આ લખનાર પોતે એ પરમોત્કૃષ્ટ વિદ્યાર્થી અવસ્થામાં છે અને ઉપર દર્શાવેલી અનેક સ્થિતિયો પૈકી એક સ્થિતિમાં બનેલી અને તેણે પોતે પ્રત્યક્ષ જોએલી ઘટનાનો ઉલ્લેખ કરવાનો તેનો વિચાર છે.

ઘટિકા યંત્રમાં બરાબર બારનો ધ્વનિ થયો તેજ સમયે હું મારૂં પુસ્તક બંધ કરી નિદ્રાવશ થવા માટે પથારી પર સૂતો. નિદ્રાદેવીના શુભાગમનની સૂચનારૂપે જે જે ચિન્હો દૃષ્ટિગોચર થાય છે; જાગ્રતાવસ્થાની સ્થિતિમાં જે જે પરિવર્ત્તનો થાય છે; અને ટુંકમાં, નિદ્રાદેવીના અંકમાં પડેલા મનુષ્ય પર જે જે સંસ્કારો થાય છે તે સર્વે થઇ ચૂકયા હતા. સત્યવકતા તરીકે મારે દર્શાવવું જોઇએ કે જાગ્રતાવસ્થાની વિચારસરણીમાં યત્કિંચિત્ પણ સ્ખલન થયું ન હતું. અર્થાત્ જો કે રાત્રિના એક કિંવાં દોઢ વાગ્યાનો શૂમાર થયો હતો તથાપિ હું નિઃસ્વપ્નાવસ્થામાં ન હતો.

મારા નિયમ પ્રમાણે શય્યાના શિરો ભાગ તરફ ચારે બાજુ પુસ્તકો પડયાં હતાં અને હું અર્ધજાગ્રતાવસ્થામાં નિદ્રાદેવીની માનસિક પ્રાર્થના કરતો પથારી પર પડયો હતો. શરીર પર એક વસ્ત્ર ઓઢેલું હતું જે હું બારે માસ ઓઢું છું. અલબત, વિજ્ઞાન વેત્તા (!) થયા પછી મુખારવિન્દ ખુલ્લું રાખું છું તેમ રાખ્યું હતું. મને કંઇક ગડબડાટ સંભળાયો. ઉપવસ્ત્રથી વદનને આચ્છાદિત કરી તેના છિદ્રમાંથી જોવા લાગ્યો. દીપકનો પ્રકાશ હતો એટલે બધું સ્પષ્ટ દેખાતું હતું. કોઇની આજ્ઞા વિના કોઇના ગુપ્ત પણે ચાલતા કાર્યનું નિરીક્ષણ કરવું એ આધુનિક સભ્યતા ( Etiquette ) છે કે નહિ એ વિચારવા જેટલો સમય અવશિષ્ટ નહતો. મે જોયું કે પાઠય પુસ્તકોની પરિષદ્ ભરાઇ હતી અને તેના કાર્યનો આરંભ પણ થઇ ચૂકયો હતો. એક પ્રેક્ષક તરીકે મેં જે જે જોયું, તે હું તથૈવ પાઠકોની સેવામાં અર્પણ કરીશ. મારા તરફથી એક શબ્દ પણ ન ઉમેરવાની પ્રતિજ્ઞા લઉં છું.

કાર્યારંભમાં મંગલાચરણ જેવું કશું દૃષ્ટિ ગોચર થયું નહિ. ' વિજ્ઞાન ' મહાનુભાવે ઉભા થઇ તાળીઓના ગગડાટ વચ્ચે બોલવાનો આરંભ કર્યો:—

" ઉપસ્થિત સજ્જન વૃન્દ ! આજે આપ સર્વનો સત્કાર કરતાં મને પરમ હર્ષ થાય છે. સદ્‌ભાગ્ય છે મારૂં અને સૌભાગ્ય છે આ ભૂમિનું કે આજે દીર્ઘ સમય પછી આપણે પરસ્પરના ભેદોનો પરિત્યાગ કરી અત્રે એકત્ર થયા છીએ. વળી આપની પંક્તિમાંથી *બહિષ્કૃત કરેલા મને આપ સજ્જનોએ નિમંત્રણ કર્યું એટલુંજ નહિ કિન્તુ સત્કારસમિતિના સભાપતિનું ઉચ્ચ સ્થાન આપી, આપ મહાનુભાવોનો સ્વાગત કરવાનો જે અવસર આપ્યો છે તે માટે સેવક આભાર માને છે. આ દેશમાં મારી પ્રગતિ જોતાં આ કાર્ય સફળતા પૂર્વક પરિપૂર્ણ કરવાની મને શંકા રહે છે. એક વખત પુનરપિ આપ સર્વેનો ઉપકાર માની ' આંગ્લ ' ભગિનીને સભાપતિનું સ્થાન ગ્રહણ કરવાની પ્રાર્થના કરૂં છું. આશા છે કે આપ મારા પ્રસ્તાવને અનુમોદન આપી પરિષદ્‌નું કાર્ય યોગ્યતા પૂર્વક ચલાવવામાં સહાય કરશો. "

---

* ખ્રિસ્તાબ્દ ૧૯૧૭–૧૮ ના પ્રવેશિકાના પાઠયક્રમમાંથી વિજ્ઞાન ( Science) ) નો વિષય મુંબઇ વિશ્વવિદ્યાલયે કાઢી નાખ્યો હતો.

લેખક.

'ગુર્જર' બન્ધુના અનુમોદન અને 'સંસ્કૃત' મૈયાના સમર્થનથી 'આંગ્લ' ભગિનીએ પોતાનું સ્થાન શોભાવ્યું. તાળીઓ બંધ પડયા પછી અને આસન પર સ્વસ્થપણે બેઠા પછી સભાપતિએ પોતાનો લેખ વાંચવા માંડયો:—

"વિજ્ઞાન મહાનુભાવ, મૈયા સંસ્કૃતા અને અન્ય ઉપસ્થિત સર્જન મહોદય ગણ ! યદ્યપિ આજની પરિષદ્‌ના સભાપતિના સ્થાનને યોગ્ય એવી અનેક વ્યક્તિયો આ સ્થાને ઉપસ્થિત છે છતાં આપ સર્વેએ મનેજ આ પદ આપી, આપ સર્વની સેવા કરવાનો જે મોંઘો અવસર આપ્યો છે તે માટે હું આપનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું. આપ એમ ધારતા હશો કે હું શિષ્ટાચાર પ્રમાણે આ અતિ સસ્તો અને સુલભ ઉપકાર માનું છું કિન્તુ તેમ નથી. વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ એવાં માતા આ પદને માટે સર્વથા યોગ્ય હતાં તથાપિ આપે મને જ ઉપકૃત કરી છે એ જોઇ હું પોતાને સદ્‌ભાગી સમજું છું. જીવનમાં એવા ધન્ય પ્રસંગો વારંવાર પ્રાપ્ત થતા નથી.

હું પોતે આ કાર્યને માટે કેટલી યોગ્યતા ધરાવું છું એ મારે પોતાને મુખે નહિં કહેવડાવશો તો ઉપકાર થશે. હું એટલુંજ નિવેદન કરવાનું ઉચિત સમજું છું કે આપણામાંના કેટલાક મને સ્થાનભ્રષ્ટ કરવા માટે ઉદ્યોગ કરી રહ્યા છે. તેવે સમયે મને આપદ આપવું યોગ્ય નહતું. આજ પૂર્વે મારી સ્થિતિ આ દેશમાં કેવી હતી અને આજે કેવી છે તે હું યોગ્ય રીતે સમજું છું. વિશ્વવિદ્યાલય ( University ) માં મારી કેવી દયાજનક સ્થિતિ થઇ છે, તે હું સ્વયં સમજી શકું છું. તથાપિ ઘણી વખત गजनि-मीलिका કરી સર્વ સાંભળ્યું ન સાંભળ્યું કરી ચાલું છું.

હવે પરિષદ્‌ના ટુંક સમયમાંથી વિશેષ સમય ન લેતાં હું અન્ય વક્તાઓને પોતાના નિબંધો વાંચવા પ્રાર્થના કરી બેસી જઇશ."

કાર્યક્રમમાં પહેલેથીજ સૂચવ્યા પ્રમાણે 'સંસ્કૃત' મૈયાએ ગંભીર કિન્તુ ઉત્તેજક સ્વરથી આરંભ કર્યો:—

"સભાપતિ મહોદયા, મારા અન્ય ઉપાસકો, પ્રશંસકો અને શિશુઓ ! હું શું કહું અને શું ન કહું એ સૂઝતું નથી. હું વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ છું એ વાત આત્મશ્લાઘાના દોષને વહોરી લઇને પણ કબૂલ કરૂં છું.

તથાપિ મારે શોક પૂર્વક નિવેદન કરવું પડે છે કે, આવા કેટલાક વિરલ પ્રસંગોએ મને જે સન્માન મળે છે તે સન્માન મને સર્વદા મળતું નથી. અર્થાત્ હવે મને જે કવચિત્ માન મળે છે. તે કેવળ બાહ્યમાન છે એમ હું સમજુ છું.

સામ્પ્રત સમયે મને 'દ્વિતીય' ભાષા ( Second language ) નું સ્થાન મળ્યું છે. જે દેશમાં મને 'પ્રથમ' સ્થાન મળવું જોઇએ તે દેશમાં દ્વિતીય સ્થાન–અને તે પણ મારા અનેક ઉપાસકોના અનવરત પરિશ્રમથી–મળ્યું છે. અલ્પાતીત કાળમાં કેટલાકો મને 'મૃત' ભાષા તરીકે સમ્બોધન કરી અધોમુખી બનાવતા હતા. તથાપિ સદ્‌ભાગ્ય છે મારા જીર્ણ કિન્તુ સર્વથા સ્વસ્થ શરીરનું અને સદ્‌ભાગ્ય છે આ ઋષિ ભૂમિનું કે મારા પ્રચારાર્થે સમ્પૂર્ણ ચેષ્ટાઓ થઇ છે અને થઇ રહી છે. આ પરિષદ્‌ના વૃત્તાન્તમાં આ સુવર્ણાક્ષરે લખાઇ રહેવું જોઇએ કે, **ભારતવર્ષની ઉન્નતિનો મૂલાધાર સંસ્કૃત ભાષાના અધ્યયન, મનન, અને નિદિધ્યાસન પર રહેલો છે. સંસ્કૃતના પુનરૂત્થાન વિના ભારતોત્થાન આકાશ કુસુમવત્ છે.**

જોકે મારે મારા પોતાના ગૌરવ વિષયમાં ઘણું બધું કહેવું હતું કિન્તુ હવે વિશેષ દુઃખો રડવાથી કંઇ લાભ થાય એમ ન ભાસતું હોવાથી, હું મારૂં વકતવ્ય અહીંથી જ બંધ કરીશ."

ત્યાર પછી 'ઇતિહાસ' મહાનુભાવે ઉભા થઇ ઉચ્ચ સ્વરથી ઉદ્‌ઘોષણા કરી:—

" પૂજ્ય ગુરૂજનો, પ્રિય બંધુઓ અને ભગિનીઓ !

આમ તો જો કે સંસ્કૃત મૈયાની પેઠે હું પણ પુરાણ હોવાનું અભિમાન ધરાવું છું, કિન્તુ, કરાલ કાળના અસ્તોદયરુપ ચક્રમાં અનેક ધા સપડાયા પછી મેં અભિમાન કરવું–રાખવું છોડી દીધું છે. અનેક રાજ્યોની, દેશોની અને પ્રજાઓની ઉન્નતિ–અવનતિ મેં અવલોકી છે. તેથી હું પોતાને આ પરિષદ્‌માં સૌથી અનુભવવૃદ્ધ માનું તો અનુચિત નહિ ગણાશે એમ ધારૂં છું.

મારૂં માહાત્મ્ય વિરલાઓજ જાણી તથા સમજી શકે છે. અતીત કાળમાં અનેક સાક્ષર જનો મને પ્રિય જનની પેઠે પૂજતા અને વ્હાતા ભાવિમાં પણ અનેક વ્હાશે એમ વિશ્વાસ છે, કારણ કે:—

**उत्पत्स्यतेपि ममकोऽपि समानधर्मा**
**कालो ह्ययं निरवधि विपुलाच्च पृथ्वी ॥**

વિશ્વમાં મારી કદર કરનાર કોઇક તો અવશ્ય ઉત્પન્ન થશેજ, કારણ કે, આ કાળ અનન્ત છે અને પૃથ્વી વિશાલ છે. વિશ્વ વિખ્યાત ડૉકટર **આર્નોલ્ડ** કહે છેઃ—

" How can the present yield fruit, or the future have promise, except their roots be fixed in the past "

" ભૂતકાલમાં તેઓનાં-વર્તમાન તથા ભવિષ્ય કાલોનાં-મૂલ સુસ્થિત થયા વિના વર્તમાન કાલ ફલ કેમ આપી શકે વા ભવિષ્યત્ કાલ આશા કેમ આપી શકે ? " એ રીતે અનેક પૂર્વ વિદ્વાનોએ ભૂત કાલના ગૌરવનાં ગીતો ગાયાં છે અને આપને કહેવાની જરૂર નથી કે મારૂં બીજું નામ ' ભૂતકાલ ' છે.

'વિદ્યા વિભાગના' કેટલાક મહાનુભાવો તો એટલે સુધી મારી કદર કરી શકયા છે કે તેઓ " રાજાઓ જન્મ્યા અને મરી ગયા, રાજ્યાભિષેક થયો અને રાજદ્રોહ થયો; એવી ગઇ તિથિયો વાંચવાથી શું લાભ છે ? એથી આપણું શું કલ્યાણ થવાનું છે ? રાજા સારો હોય કે રાજકુમાર સારો હોય, રાજાએ પ્રજા પ્રેમ સમ્પાદન કર્યો અને પ્રધાને પ્રજા સાથે વિરોધ કર્યો; ઇત્યાદિ ગઇ ગુજરી વાતો યાદ કર્યાથી શું ભલું થવાનું છે ? " એવા એવા અનેક ઉદ્ગારો કાઢી ચૂકયા છે.

શિક્ષણ-પદ્ધતિમાં એટલાં બધાં દૂષણો છે કે, વિદ્યાર્થીને ઇતિહાસના જ્ઞાનથી જે લાભ થવો જોઇએ તે થતો નથી. 'ભારતવર્ષના' ભૂતકાલીન ઇતિહાસનું મુખ ઉજવલ કરનાર સમ્રાટ્ અશોક, ચન્દ્રગુપ્ત, દુષ્યન્ત અને ભરતાદિના નામ માત્રનો પણ ઉલ્લેખ આધુનિક 'ઇતિહાસ ગ્રન્થોમાં' નથી. 'મધ્યકાલીન' ઇતિહાસના ભૂષણરુપ વીરકેસરી મેવાડેશ્વર મહારાણા પ્રતાપસિંહ, મહારાષ્ટ્ર ઉદ્ધારક છત્રપતિ શિવસિંહ ( શિવાજી ) અને એવાજ બીજા અનેક નૃપતિ રત્નોનાં જીવન ચરિતો એવી સામાન્ય લેખિનીઓથી લખવામાં આવ્યાં છે કે, જેના વાંચનથી કોઇ પણ સ્વમાન જાણનાર ભારતીય વિદ્યાર્થીને માઠું લાગ્યા વિના રહે નહિ. વિદેશીય કવિઓનાં

ચરિત્રો એટલી બધી અતિશયોકિતથી લખવામાં આવ્યાં છે કે કોઇ પણ સામાન્ય બુદ્ધિના મનુષ્યના માનવામાં પણ આવે નહિ. જ્યારે કવિકુલ-કમલ–દિવાકરશ્રી કાલિદાસ, ભારવિ, ભવભૂતિ, બાણભટ્ટ તથા માઘાદિના નામનો પણ ઉલ્લેખ નથી! હા દૈવ! આટલી સીમા પર્યન્ત કોણ પતિત થયું હશે? દુર્ભાગ્ય તો ત્યાં છે કે વસ્તુ સ્થિતિ ઉપર લખ્યા મુજબ છતાં એ ઇતિહાસો ભારતવર્ષના ઇતિહાસને નામે ઓળખાય છે? **बलीयसी केवलमीश्वरेच्छा।**

વિશેષ શું કહું? યદિ પરિષદ્‌થી થઇ શકે તો, અને યદિ તેમ કરવું પોતાનું કર્તવ્ય સમજતી હોય તો મારા પઠન–પાઠનમાં અનેક સુધારા થવાની આવશ્યકતા છે. ઘણું કહેવું છે કિન્તુ અંતઃકરણ વિદીર્ણ થતું હોય એમ લાગે છે. અસ્તુ; હવે હું ક્ષમા ચાહી મારૂં આસન ગ્રહણ કરીશ."

'ગુર્જર' બન્ધુએ ઉભા થઇ સૌમ્ય કિન્તુ પ્રોત્સાહક સ્વરથી નિવેદન કર્યું:—

"સદ્‌ભાગી (?) સજ્જનો! પૂર્વ વકતાઓએ પોતપોતાની સ્થિતિમાં જે જે અસ્તવ્યસ્તતા અને નિરૂપાયતા દર્શાવી છે તેવીજ કિમ્બહુના તેથી પણ સવિશેષ વિલાપ મારે કરવાની ઇચ્છા હતી. સમ્પ્રતિ મારા મનોરાજ્યોને મનમાંજ દાબી હું કેવલ આવશ્યક અને પરિષદ્‌ને વિચારવા યોગ્ય મુદ્દાઓ ઉપસ્થિત કરી મારૂં ભાષણ સમાપ્ત કરીશ. આશા છે કે સંક્ષિપ્ત કથન પણ અરણ્ય રૂદિત સમાન નહિ નીવડશે.

વિશ્વવિદ્યાલયમાં મારૂં સ્થાન 'ઐચ્છિક' (optional) વિષયોની સમાન છે. એટલે એજ કે હું બહિષ્કૃત છું! વિચારવા જેવી વાત છે કે માતૃભાષા વિના કોઇ પણ વિદ્યાર્થી પરભાષાના વિચારો ગ્રહણ કેમ કરી શકે?

સાંભળવા પ્રમાણે કેટલાક પા–ઋષિઓ (?) પોતાને સ્વભાષાનું યથાર્થ જ્ઞાન ન હોવાથી, માતૃભાષા દ્વારા શિક્ષણનો વિરોધ કરે છે. વળી કેટલાકો દીર્ઘ વિચાર કરી એમ પણ કહે છે કે 'અમે આ દેશના નિવાસી નથી. અમે ઇરાનમાંથી આવ્યા છીએ અને અમારી ભાષા ફારસી કિંવા ઇરાની છે.

એ શિવાય મારે શિરે નિર્માલ્યતા, નિસ્તેજતા અને અપૌરૂષના આરોપો પણ મૂકાઈ ચૂકયા છે એ પણ મારા સ્મરણ બહાર નથી. માતૃભાષાદ્વારા શિક્ષણથી વિદ્યાર્થીઓને કઠિનતા પડશે કિંવા સરલતા તે વિદ્યાર્થીઓજ સમજી શકે તેમ છે. આંગ્લદેવીનાં શ્વેતવચનો પર મોહી પડેલા મારીજ માતાના કેટલાક કુલદીપકો તો મારા નામ માત્રથી ભડકે છે ! એ વિમૂઢાત્માઓને તો એટલુંજ કહેવું બસ થશે કે મૃત્યુ સમયે એ 'પ્રાણ પ્રિયાની' ભાષામાં O god ! ( ઓ ગૉડ ) એવા ઉદ્ગારો નહિ નીકળશે કિન્તુ ' હે રામ ! હે પ્રભુ !' એજ નીકળશે. **પરભાષા દ્વારા જ્ઞાન આપવાથી જે પ્રગતિ પંદર વર્ષમાં થશે તેજ પ્રગતિ માતૃભાષા દ્વારા જ્ઞાન આપવાથી પાંચ વર્ષમાં થશે.** વિશ્વવિદ્યાલયમાં મારૂં સ્થાન વિકલ્પે નહિ કિન્તુ સંકલ્પે ઉચ્ચ થવાની અત્યન્ત આવશ્યકતા છે. **પૂજ્યની ઉન્નતાવસ્થા થયા શિવાય પૂજકોની અભ્યુન્નતિ અસંભવિત છે."**

વાંચકોની ક્ષમા માગી કહીશ કે વચ્ચે વચ્ચે ઉંઘનાં ઝોકાં આવવાથી પછી જે કાર્ય થયું તે યથાવત્ જોઈ તેમજ સાંભળી શકયો નહિ. તથાપિ ઇતસ્તતઃ જે કંઇ સ્મરણમાં છે તેનો ઉલ્લેખ કરીશ. અક્ષરશઃ ન લખી શકું તો પાઠકો ક્ષમા કરશે એવી આશા છે.

પંદર મિનિટના ઝોકા પછી જાગતાં જોયું તો ભગિની 'ભૂગોળ' લગભગ પોતાનું કથન સમાપ્ત કરવા આવી હતી. "ભૌગોલિક જ્ઞાનના અભાવેજ **કોલમ્બસને** લાંબા વખત સુધી ભારતવર્ષમાં આવવાના માર્ગના સંશોધ માટે સમુદ્ર પ્રવાસ કરવો પડયો હતો. તથાપિ અંતે અમેરિકા નામક નૂતન ખંડની જ ભાળ લાગી હતી. એ જ્ઞાનના અભાવેજ લોકો વારંવાર આગગાડીદ્વારા પ્રવાસ કરવા છતાં 'સુરત પછી કયું સ્ટેશન આવશે ?' અને 'આબુરોડ કયાં આવ્યું'? ઇત્યાદિ પ્રશ્નો પૂછતા જોવામાં આવે છે."

વિજ્ઞાન મહાનુભાવના નિમ્ન લિખિત શબ્દો બરાબર સાંભળ્યા હતા.

"સજ્જનો ! શીખવું તો સમ્પૂર્ણ શીખવું નહિ તો ન શીખવું જ સારૂં છે. પલ્લવગ્રાહી પાંડિત્ય પ્રાપ્ત કરવાથી કાંઇ પણ થઇ શકતું નથી. સંસારના સર્વ વિષયોનું થોડું થોડું જ્ઞાન પ્રાપ્ત કરવા કરતાં

એક જ વિષયનું પૂર્ણ જ્ઞાન હોવું હું બહુજ ઉત્તમ ગણું છું. Jack of all arts and master of none અર્થાત્ અલ્પજ્ઞાન બધાનું અને સમ્પૂર્ણ એકેનું નહિ એ સ્થિતિ સ્પૃહણીય નથી. વળી ખાસ કરીને મારા વિષયમાં તો એવું છે કે સમ્પૂર્ણ જ્ઞાન હોય તોજ હું લાભકારક થઇ શકું તેમ છું. અન્યથા, અલ્પ જ્ઞાનીઓનો તો હું શિરચ્છેદજ કરી નાખું છું. બીજી બે બાબતો તરફ પરિષદ્દનું ધ્યાન ખેંચી મારૂં સ્થાન લઇશ.

ઘણા વિદ્યાર્થીઓ અને કેટલાક શિક્ષકો પણ એમ સમજે છે કે મારો જન્મ પશ્ચિમમાં થયો છે; પણ એ તેમનો પ્રમાદ છે. કારણ કે મારા નામમાં 'જ્ઞાન' શબ્દ રહેલો હોવાથી એક નાનું બાળક પણ સમજી શકે તેમ છે કે જ્ઞાનનો પ્રાદુર્ભાવ પૂર્વમાંજ સંભવી શકે. પશ્ચિમમાં પ્રકાશ સંભવી શકેજ નહિ. જ્યાં પ્રકાશનો અભાવ હોય ત્યાં જ્ઞાનની સંભાવનાજ હોઇ શકે નહિ એ સર્વ માન્ય સિદ્ધાન્ત છે.

એક એવોજ બીજો ભયંકર પ્રમાદ, મારા બે ભિન્ન દેહ છે મૅટીરિયલ્ સાયન્સ અર્થાત્ દ્રવ્યવિજ્ઞાન અને સ્પિરિટયુઅલ્ સાયન્સ અર્થાત્ આત્મ-વિજ્ઞાન. હવે જે લોકો દ્રવ્યવિજ્ઞાન જ શીખે છે તેઓ દેહાત્મવાદી કિંવા જડવાદી થઇ જાય છે. સંસારમાં જ્યાં જ્યાં નિર્દયતા, અમાનુષતા અને અસ્પૃહણીય વ્યવહારો દૃષ્ટિગોચર થાય છે ત્યાં ત્યાં મારા કેવળ પ્રથમ ભેદનુંજ જ્ઞાન હોય છે. પશ્ચિમમાં જીવન-સંગ્રામનું જે ભીષણ દૃશ્ય દૃગ્ગોચર થાય છે, તે કેવળ જડવાદને જ આભારી છે. સંસારમાં જે નાસ્તિકતા પ્રસરી રહી છે તેનું મૂળ કારણ સ્પિરિટયુઅલ સાયન્સનો અભાવજ છે. અર્થાત્ દ્રવ્ય-વિજ્ઞાન ઓછું ઉપયોગી નથી કિન્તુ આત્મ-જ્ઞાન વિના સંસારમાં શાન્તિનાં દર્શન થવાં વંધ્યાપુત્રવત્ છે. જડવાદમાં આશ્ચર્યકારક પ્રગતિ કરેલા પશ્ચિમને ઉદ્દેશી લખાએલી નિમ્નલિખિન પંક્તિયો, કોઇ પણ જડવાદીનું મુખ બંધ કરવાને બસ થશે.

**( હરિગીત છંદ. )**

અદ્‌ભૂત આવિષ્કાર જો કે આજ છે જગતે કર્યા,
નિજ નીતિ, શિક્ષા, સભ્યતાની સિદ્ધિના દમ છે ભર્યા;
અવિકલ થઇને શોધતા પાશ્ચાત્ય પણ તે શાન્તિને,
જગતે પ્રસારી'તી અમે જેની અલૌકિક કાન્તિને. (૧)

મને પાઠકો ક્ષમા કરશે કે કવિતા પરિચિત સાંભળી, ક્યાં અને કયા પુસ્તકમાં વાંચી હતી એ વિચારમાં પડયો એટલે આગળ શું થયું તેની ખબર રહી નહિ. વિજ્ઞાનના વિસ્તૃત વિવેચન પછી કોણ ઉભું થયું અને કોણ બેસી ગયુ તેની ખબર પડી નહિ. ફરી આંખ ઉઘડતાં ગુણનિધિ 'ગણિત' ને પ્રસ્તાવ ઉપસ્થિત કરતાં બરાબર જોયા–સાંભળ્યા. તેઓ કોઇ અકલિત ભાષામાં મધ્ય સ્વરથી આ પ્રમાણે બોલ્યાઃ—

"હું એક પ્રસ્તાવ પરિષદ્ આગળ રજુ કરીશ, આશ છે કે તેને અનુમોદન તથા સમર્થન મળશે.

"આ... .... ... માં ભરાયલી 'પાઠ્ય પુસ્તકોની પરિષદ્' તેમાં થએલા કાર્યનો વિગતવાર વૃત્તાન્ત સત્તાવાર રીતે સીમલામાં ભરાનારી 'માધ્યમિક શાળાઓના દિશાદર્શકોની પરિષદ્' માં મૂકવાની પરિષદ્નાં માનવન્તાં પ્રમુખ ભગિની શ્વેતવસનનાને સમ્પૂર્ણ સત્તા આપે છે. શિક્ષાના માર્ગમાં જે જે કઠિનતાઓ છે તેમને દૂર કરવાની સમ્પૂર્ણ ચેષ્ટા સભાપતિ તથા પરિષદ્ની સ્થાયી સમિતિ કરશે એવી આશા છે."

સજ્જનો! સદ્ભાગ્યની વાર્તા છે કે આજે આપણે સર્વ પરસ્પર મળ્યા છીએ. રાજનગરમાં '[1]પ્રથમ ગુજરાત કેળવણી પરિષદ્ ગત વર્ષમાં મળી હતી. હમણાંજ મુંબાપુરીમાં 'શિક્ષા સમિતિ (Educational Conference) નું અધિવેશન થયું હતું. સમયાન્તરે અને રૂપાન્તરે 'શિક્ષક સમ્મેલનો' પણ થયાં છે; કિન્તુ જેમને માટે એ સકલ પ્રવૃત્તિયો છે તે વિદ્યાર્થીઓને તો પૂછવામાંજ આવ્યું નથી. અલબત્ત બાળકો પોતાનું હિતાહિત ન સમજી શકે; કિન્તુ માધ્યમિક શાળાઓનાં તથા શારદામન્દિરોના વિદ્યાર્થીઓ તો સમજી શકે તેવા છે. નીતિની દૃષ્ટિથી પણ તેમના અભિપ્રાય માગવા યોગ્ય છે.

---

૧ આ લેખ દ્વિતીય ગુજરાત કેળવણી પરિષદ્ (ભરૂચ) ના અધિવેશન થવા પૂર્વે લખાયો હતો. તેથી અમદાવાદમાં મળેલી પ્રથમ પરિષદ્નોજ ઉલ્લેખ કર્યો છે.

લેખક.

મને એમ લાગે છે કે યદિ કોઇ વિદ્યાર્થીરત્ન આ પરિષદ્‌માં ઉપસ્થિત હોત તો બહુ સારૂં થતે તે આપણી સમ્પૂર્ણ કાર્યવાહી વિદ્યાર્થી સમાજ આગળ લઇ જતે—"

મને ઉઠવાનું મન થયું. વળી વિચાર થયો કે 'કાર્યવાહકો' શરમાઇ જશે. વિચારમાંને વિચારમાં સંભળાયું નહિ. નિદ્રાદેવીએ સમ્પૂર્ણ કૃપા દૃષ્ટિ કરી. સ્વપ્ન સૃષ્ટિમાં વિહાર કરવા માંડયો. ત્યાં પણ 'પરિષદ્'જ ! જાગતાં જોયું હતું તેજ ઉંઘમાં પણ જોયું. એ સ્વપ્નમથી એકજ નિદ્રામાં અરૂણોદય થઈ ગયો. આંખ ઉઘાડી જોયું તો પુસ્તકો જેમ મૂકયાં હતાં તેમજ પડયાં હતાં. હું તો વિચારમાં પડયો કે આ શું ? મેં જોયું અને સાંભળ્યું તે શું સત્ય નહિ ? ઉઠીને એક સ્નેહીને વાત કરી તો તેમનું તો હસવું જ માયું નહિ ! મને વધારે ગુંચવાડામાં પડેલો જોઇ, તેમણે શન્તિથી કહ્યું:—'મિત્ર ! એ તો તમારૂં સ્વાસ્થ્ય ઠીક નથી તેનાં સ્પપ્નાં ! ટેક્સ્ટ બુકોની તે વળી કૉન્ફરન્સ કેવી ?"

શું પાઠકોમાંથી કોઇ સમભાવી સજ્જન કહી શકશે ખરો કે, પાઠય પુસ્તકોની પરિષદ્ 'સત્ય' નહિ પણ 'સ્વપ્ન' ?



# બુધ્ધ્યાત્મકશક્તિયો અને પંચેન્દ્રિયોની પરિષદ્.



વીસમી સદીમાં સભા, સમ્મેલન, સમાજ તથા પરિષદોનું ભરાવું એક સાધારણ વાત છે. તેથી પ્રજાને લાભ હો વા ન હો, પરન્તુ પત્રકારોને કોલમો ભરવાનો મસાલો તો મળે છે એમાં શંકા નથી. જે જાતની પરિષદના વિષયમાં અમે આજ લખીએ છીએ તે વાસ્તવિકમાં એક નવીન જાતનીજ પરિષદ્ છે. જ્યાં સુધી અમે જાણીએ છીએ ત્યાં સુધી એ પરિષદનો વૃત્તાન્ત કોઇ પણ પત્રકારે અદ્યાપિ પ્રકટ કર્યો નથી. યદિ આમાં વિશેષ તત્ત્વ ન હશે તોપણ સમ્પૂર્ણ વૃત્તાન્ત વાંચ્યા પછી ચિત્તને આનન્દ તો અવશ્ય થશે. તેથીજ અમે અમારો શ્રમ ફલીભૂત થએલો લેખીશું.

**લેખક.**

બુધ્ધ્યાત્મકશક્તિયો અને પંચેન્દ્રિયોએ પોતાના સ્વામી **મનુષ્ય** મહારાજના અત્યાચારોથી દુઃખી થઇને હાલમાંજ એક પરિષદ્ ભરી હતી. તેનો અભિપ્રાય એ હતો કે, તેમાં તેમની આપત્તિયોનો પૂર્ણપણે વિચાર કરવો, અને ભવિષ્યમાં તેમને દુર કરવાનો પ્રતીકાર યોજવો.

સર્વેએ સહમત થઈ **નિર્ણયશક્તિ**ને પ્રમુખ ઠરાવી. તે શ્રીમતીએ પ્રમુખપદ ગ્રહણ કરી નાના સરખા વ્યાખ્યાન પછી, **મન**ને પોતાની દશાનું વર્ણન કરવાની સૂચના કરી. મને ઉભા થઇ વિનીત ભાવથી નિમ્નલિનિીત પંક્તિયોનો ઉચ્ચાર કર્યો: —

“ સભાપતિ મહાશયા તથા અન્ય સભાસદ બન્ધુ ભગિનીઓ. આપ સર્વે જાણો છો તેમ મારૂં કામ મારા સ્વામી મનુષ્યને સારી સંમતિ આપવાનું છે. જ્યારે તે કોઇ સત્કૃત્ય કરે છે ત્યારે હું પ્રશંસા કરૂં છું, અને જ્યારે દુષ્કૃત્ય કરે છે ત્યારે નિન્દા કરૂં છું. એ કાર્ય હું સ્વાર્થ રહિત થઇને

કાંઇ પણ ફરી લીધા વિના કરૂં છું. પરન્તુ એ સર્વનું પરિણામ જાણીને આપને આશ્ચર્ય થશે કે સ્વામી મારા અનુગૃહીત રહેવાને બદલે મારી વાત પણ સાંભળતા નથી. વધારે સમજાવવા જાઉં છું તો મારૂં મોઢુંજ બંધ કરી દે છે. તથા ભાંગ, ગાંજો, મદિરાદિ માદક પદાર્થો પાઇ મને શુદ્ધિ રહિત કરવાનો યત્ન કરે છે. તે મને અને મારા ઉપદેશોને ધિક્કારે છે. જ્યાં મને જુએ છે કે ત્યાંથીજ પોબારા ગણી જાય છે કદાચિત્ હું તેમના પર્યન્ત પહોંચું તો મારા તરફ તિરસ્કાર દર્શાવે છે. કટ્ટા શત્રુ પ્રત્યે પણ ન હોય તેવું મારા પ્રત્યે તેમનું વર્તન છે. "

આટલું સાંભળ્યા પછી પ્રમુખ મહાશયે વચ્ચેજ પ્રશ્ન કર્યો, 'ભલા તમે કદિ તમારા સ્વામી પાસે એ બધાનો બદલો પણ લો છો કે નહિ '?

**મને** ચલાવ્યું: " મહારાજ, પ્રથમ કહ્યું તેમ હું સ્વામીને સારી સંમતિ આપું છું. પરન્તુ જ્યારે તે તેથી વિપરીત આચરણ કરે છે ત્યારે હું તેમને એટલો દંડ અવશ્ય દઉં છું કે, તેમના ચિત્તમાં શોક તથા ચિન્તા ઉત્પન્ન કરૂં છું, જેથી તેમને મહા દુઃખ થાય છે. અને એ વાતનો **ભગવાન્** સાક્ષી છે કે તેમના સત્કૃત્યોથી મને કેટલો હર્ષ થાય છે.

મારી સાથે આ પ્રકારનું આચરણ નર-સ્વામીઓજ કરે છે એમ નથી. સ્વામિનીઓ પણ હવે અત્યાચાર કરવામાં બાકી રાખતી નથી. અરે ક્યાં સુધી કહું ? નાનાં બાલક-બાલિકાઓ પણ મને પીડા આપી રહ્યાં છે ! એક દશ વર્ષનું અજ્ઞાન બાલક તેટલીજ વયની બાલિકાને જોઇને ઝટ કાંઇનું કાંઇ વિચારવા માંડે છે. એજ પ્રમાણે દશ-અગિયાર વર્ષની બાલિકા અનેક પ્રકારના અતિ દૂરના વિચારોમાં નિમગ્ન થઇ ગએલી જોવામાં આવી છે. સ્વામિનીઓને રસ્તો બતાવનાર સ્વામીઓ છે અને બાલિકાઓને આ કુલક્ષણ શીખવનાર બાલકો છે."

મનના બોલી રહ્યા પછી **સ્મરણશક્તિ**એ ચલાવ્યું:—

" સભાપતિ સજ્જન !

મારૂં કાર્ય મનના કાર્ય કરતાં કિંચિત્ લઘુતર હશે પરન્તુ લાભદાયક વિશેષ છે. મારૂં કાર્ય એટલું લાભદાયક છે કે મારા વિના કોઇપણ વ્યક્તિનું કાર્ય ચાલતું નથી. મારા સ્વામી જે કંઈ વાંચે છે, લખે છે,

જુએ છે, લે છે, દે છે, સાંભળે છે, તે બધાનું સ્મરણ હુંજ કરાવું છું. મારા વિના કોઈ પણ મનુષ્ય માતૃભાષા શીખી શકતે નહિ. મારા વિના આત્મીય જનોનાં નામાભિધાન સુદ્ધાં આપી શકતે નહિ. હું મારા ભંડારમાં તેમની શીખેલી વિદ્યા, કલા, તથા અન્યાન્ય વિષયો જે તેમને રૂચિકર હોય, એકત્રિત કરૂં છું; અને અવસર આવ્યે યતકિંચિત્ પણ અનુદારતા વિના તેમની સેવામાં સાદર અર્પણ કરૂં છું એ વાતથી પણ હું નારાજ નથી કે તેઓ મારાભંડારમાં ઘણોજ ભાર ભરી દે છે. પરન્તુ મારી શિકાયત તો એ છે કે સ્વામીએ મને વેસ્ટ–હાઉસ (કચરો નાંખવાનું ઘર) સમજી રાખી છે. મારી ઇચ્છા છે કે મારા ભંડારમાં ઉપયોગી વિષયોની ટોપલીઓની ટોપલીઓ ભરેલી હોય. પરન્તુ મારા નાના મોટા સર્વ સ્વામીઓના રાજ્યમાં એવું અન્ધેર છે કે, હું ખરાબ વાતો, ખરાબ વિચારો અને ખરાબ કામોથી ભરેલી રહું છું કોઇક વખત તો આત્મઘાત કરવાનો વિચાર કરૂં છું. પરન્તુ તેથી સ્વામીની વિશ્વાસઘાતિની થઇશ એ ધર્મભીરૂતાથી તેમ કરતી નથી. યદિ સ્વામી એવુંજ વર્તન ચાલુ રાખશે અને દૈવયોગે હું પલાયન કરી ગઇ તો સામ્રાજ્યની ધૂળધાણી થઇ જશે. આપજ કહો એ અન્યાય છે કે નહિ? હે દયાનિધે ! કહો તો ખરા કે એ દુઃખ કયાંસુધી સહન કરવું ? મારી વિપત્તિયોનો પ્રતીકાર આ પરિષદ્ કરશે ? ”

એ પછી **ભાવના શક્તિ** ઉભી થઇ પરન્તુ સભાપતિએ કહ્યું, “અધ્યાત્મક શકિતયોની ફરિયાદ તો અમે ઘણી સાંભળી ચુકયા છીએ; એટલી તો રિપોર્ટમાં માંડ છપાશે. પછી વિસ્તાર થઇ જશે. તો કદાચિત્ મહારાજાધિરાજ વાંચશે પણ નહિ. હવે તો **પંચેન્દ્રિયોને** ક્રમથી કહેવા દો.

**નયને** ઉભા થઇ પોતાના સહકારીઓ તરફથી એમ કહ્યું કે, અમારામાંથી કેટલાંક તો સંભાષણજ કરી શકતાં નથી. હું જરા તરા કરૂં છું પરન્તુ તે સર્વ સંકેત દ્વારાજ કરૂં છું. તેના સમજનાર નિપુણનર વિરલાજ નજરે પડે છે. એકવાર નેત્ર બંધ કરૂં છું અને બીજી વાર ઉઘાડું છું. એકમાં ‘ હા ’ છે, બીજામાં ‘ ના ’ છે; તે વિદગ્ધ પ્રેમીજનો સત્વરજ સમજી લે છે. અસ્તુ. તેથી અમારા એકાકી પ્રતિનિધિને આજ્ઞા દો એટલે એ અમારો શુભચિન્તક મિત્ર અમારી દશાનું રસિક વર્ણન કરશે. પ્રમુખની આજ્ઞાથી શ્રીમતી **રસનાદેવીએ** આરંભ કર્યો:-

"હું પ્રમુખ મહાશયાનો તેમજ પરિષદ્‌ની પ્રબન્ધકર્ત્તા મંડળીનો આભાર માનું છું કે મને આવી મોટી પરિષદ્‌માં વ્યાખ્યાન આપવાની આજ્ઞા આપવામાં આવી છે. વાસ્તવિકમાં હું એમની કૃપા માટે પુનઃ પુનઃ કૃતજ્ઞ છું !

હું સુક્ષ્મરુપથી પંચેન્દ્રિયોની ફરિયાદ રજુ કરીશ. આશા છે કે આપ સર્વે ધ્યાન પૂર્વક શ્રવણ કરશો.

હું પંચેન્દ્રિયોના સમૂહમાં રહું છું અને તેઓમાંના એકની સહાયતાથી સ્વામીનું ભોજન પણ ચાખી દઉં છું. તેથી તેમનાં કર્તવ્યો તથા તેમના પ્રત્યે સ્વામીની વર્તણુકથી હું સુપરિચિત છું. હું મારા અનુભવથી કહીશ કે યદ્યપિ મારા સ્વામીની વર્તણુક આપ તથા આપના બાન્ધવો સાથે સારી નથી પરન્તુ **ભગવાન્** સાક્ષી છે કે તેમની વર્તણુંક મારી સાથે ઠીક છે. ક્ષુધ્યાત્મકશકિતયોને જ્યારે મારા સ્વામી તરફથી દુઃખ પડે છે ત્યારે તે તરત બદલો લેવા તૈયાર થાય છે. અને આ મન મહારાજ તો તેમને બહુ લજ્જિત કરી દે છે. ભાવના શકિત પણ તેમની સામે કાલ્પનિક શોક તથા વિપત્તિયોના પર્વતો લાવી ઉપસ્થિત કરે છે. અને ખાસ સરકાર પણ ( મારો દોષ માફ ) મારા પદગૌરવના બલથી તેમને બોલાવી હાજર કરે છે અને સારૂ માઠું કહી છોડી દે છે. પરન્તુ અમારે તો ધૈર્ય સિવાય અન્ય આશ્રય નથી. અમે કાંઇ કરી શકતાં નથી. આપ અમ દીનોની દશાપર જરા વિચાર તો કરો ! ઇશ્વરે **નેત્રો** સુન્દર સુન્દર દશ્યો જોવા માટે આપેલાં છે. પરન્તુ તેમને ઘૃણિત તથા ભયાનક દશ્યો જોવાની ફરજ પાડવામાં આવે છે.

કર્ણ બિચારા પ્રકૃતિની અમૂલ્ય ધ્વનિ તથા સુન્દર અને મધુર વાર્ત્તાઓના શ્રવણાર્થે બનાવ્યા છે; તેમને કજીયા, ટંટા અને હાસ્યવિલાસની અધમ વાતો સાંભળવાની ફરજ પાડવામાં આવે છે. વિચાર તો કરો કે **રસનાશક્તિ**ની પણ કેવી દુર્ગતિ થઇ રહી છે. એવી એવી કડવી, તીખી, ખાટી, ખારી, નીશા અને વિષયુકત સ્વાદ વાળી ચીજો ચખાડવામાં આવે છે કે જેથી ઇશ્વર અમારા અરિસમૂહને પણ બચાવે !

મને પણ કયાં કયાં કામો નથી કરવાં પડતાં ? મારા પર જે જે અત્યાચાર મહારાજ કહે છે તે સભા સમક્ષ કહેતાં પણ મને લજ્જા

આવે છે. મારી પાસે અસત્ય, પૈશુન્ય, અધર્મ, અન્યાય, અનીતિ, મિથ્યા પ્રશંસા આદિનાં ક્યાં ક્યાં કાર્યો નથી કરાવવામાં આવતાં ? ઇશ્વરે મને એ માટે બનાવી હતી કે મારા દ્વારા મનુષ્ય **સર્જનહાર**નું સ્મરણ કરે અને સદૈવ સત્ય, પ્રિય અને ઉચિત ભાષણ કરે. પરન્તુ સ્વામીએ હમણાં સર્વનો સત્યાનાશ વાળ્યો છે. મારાથી મારા બાન્ધવોની વિપત્તિ જોઇ શકાતી નથી.

મહારાજના મનમાં એકા એક પરિવર્તન થવાનું કારણ આજકાલની અયોગ્ય સ્વતંત્રતા, અનુચિત સ્થાનોમાં પ્રયાણ, કુલધર્મમાં શ્રદ્ધા ન રાખતાં–પ્રાચીન મર્યાદાઓ ન માનતાં યથેચ્છ વિહાર ઇત્યાદિ જે આધુનિક સંસ્કૃતિનાં સામાન્ય” ... ... ... ... ... ... ... ... ... ...

**રસનાદેવી** વિચાર કરવા રોકાયાં એટલે પ્રસંગ જોઇ સભાપતિએ તરત એ દેવીને પોતાનું ભાષણ બંધ કરવાનું કહ્યું. કારણ કે, યદિ તેમ ન કરતે તો શ્રીમતીની સ્પેશીઅલ મધ્યરાત્રિ પર્યન્ત પણ સ્ટેશન કરતે કે નહિ એ શંકાજ હતી.

પરન્તુ શોકની વાત છે કે પ્રમુખે તથા પરિષદ્‌ની પ્રબન્ધ કર્ત્તા મંડળીએ ન એ સર્વેનાં દુઃખ દૂર કરવાનો પ્રતીકાર યોજ્યો, અને ન રસનાદેવીની રસિક તથા મનોરંજક વાણીનું વિશેષ શ્રવણ કરવા દીધું. માત્ર તે દિવસના કાર્યનો વૃત્તાન્ત મહારાજ સમક્ષ રજુ કરવાનો ઠરાવ પસાર થયો હતો. શ્રોતાઓ આશ્ચર્ય સમુદ્રમાં ડૂબી ગયા અને અંતે સર્વત્ર મૌનનું રાજ્ય વ્યાપેલું જોઇ ધીરે ધીરે સભાપતિની ગંભીર મુખાકૃતિનાં દર્શન કરતા કરતા પ્રેક્ષકો વિખરાવા લાગ્યા. કારણ કે સભાપતિની તથા પરિષદ્‌ના કાર્યવાહકોની મુખમુદ્રા જોતાં એમ અનુમાન થતું હતું કે હવે સભામાં કાંઇ પણ કાર્ય થશે નહિ.



# પ્રવેશિકાના વિદ્યાર્થીઓની પરિષદ્×

## ( ઉપક્રમ )

લોકોક્તિ છે કે નિર્બળ મનુષ્યોને તથા જેમને વેળાસર નિદ્રા ન આવતી હોય એવા મનુષ્યોને રાત્રિ સમયે અનેક પ્રકારનાં સ્વપ્નો આવે છે. એ સ્વપ્નોની વિહારભૂમિકા બહુધા લોકોએ દિવસે જે કાંઇ જોયું, સાંભળ્યું તથા કર્યું હોય તેજ કિંવા તેને મળતાં સ્થળો તથા વિષયો હોય છે. એ વાત સર્વદા સર્વ સ્થળે સત્ય હોવા ન હો, પણ અમારા સમ્બન્ધમાં તો તે સર્વથા સત્ય પ્રતીત થઇ છે.

ઇ. સ. ૧૯૧૭ ના ઑકટોબર માસની ૨૦ અને ૨૧ તારીખોને દિવસે પ્રાચીન ભૃગુપુર કિંવા અર્વાચીન ભરૂચ નગરમાં પ્રાતઃસ્મરણીય દેશ-ભક્ત શ્રી મોહનદાસ ગાંધીના પ્રમુખપદે 'દ્વિતીય ગુજરાત કેળવણી પરિષદ્' મળી હતી. રવિવારને દિવસે તો પરિષદ્‌ના પ્રમુખનું ભાષણ વર્તમાન પત્રો દ્વારા જાણવામાં આવી ગયું હતું. કહેવાનું તાત્પર્ય એ છે કે, ઑકટોબર મહિનાનું એ અઠવાડિયું પરિષદોના વાતાવરણથી ભરેલું હતું. કેળવણી પરિષદ્‌ના પ્રમુખના ભાષણે તથા પરિષદ્‌માં પસાર થયેલા પ્રસ્તાવોએ મુંબઇના મૅટ્રિકના વિદ્યાર્થીઓમાં બહુજ ખળભળાટ મચાવી દીધો હતો. શનિવાર તા. ૨૭ ને દિને તો એવી અફવા ઉડી હતી કે મૅટ્રિક-સ્ટુડન્ટસોની એક ગંજાવર કૉન્ફરન્સ ભરાવાની છે. જેમાં હિન્દુ, મુસલમાન અને પારસીજ નહિ કિન્તુ ક્રિશ્ચિયન વિદ્યાર્થીઓ પણ ભાગ

---

× ઇ. સ. ૧૯૧૭ ના નવેમ્બર-ડીસેમ્બરમાં, માધવબાગ ( મુંબઇ ) માં થએલા 'મુંબઇ પ્રાન્તીય છાત્ર-સમ્મેલન' ના પ્રથમાધિવેશન પૂર્વે તો આ આખું પુસ્તક મુદ્રાલયમાં મોકલી આપવામાં આવ્યું હતું. તેથી સુજ્ઞ પાઠકો, આ વૃતાન્તને સર્વથા સ્વતંત્ર ગણી વાંચશે તો ઉચિત લેખાશે.

લેખક.

લેવાના છે. એજ દિવસે સાંજે ચાર વાગ્યે જ્યારે આ લખનાર સમુદ્ર તટપર ફરવા ગયો ત્યારે સરકારી શાળાના તેના એક પરિચિત વિદ્યાર્થીએ એવા સમાચાર આપ્યા કે રવિવાર તા. ૨૮ ને દિને કોઇ નવી નીકળેલી હાઇસ્કૂલના મકાનમાં એ છાત્ર-સમ્મેલનનું પ્રથમાધિવેશન થવાનું છે. વિશેષમાં તેને એમ પણ કહેવામાં આવ્યું કે, પરિષદનું પ્રમુખપદ કોઇ પ્રતિષ્ઠિતશાળાના પ્રધાનાધ્યાપક ( હેડમાસ્તર ) લેવાના છે. ઘર તરફ ફરતાં કોઇ વિદ્યાર્થીઓને એમ પણ બોલતાં સાંભળ્યા કે કૉન્ફરન્સનું કામકાજ કમનીયા ઇંગ્લિશ ભાષામાં કરવામાં આવનાર છે.

એ સૌ સાંભળતાં સભાઓના નામપર મરી પડનાર લખનારના હર્ષનો પાર રહ્યો નહિ. ઘેર આવી તે જમવા બેઠો પણ તે દિવસે ભોજનમાં પણ તેને લહેજ્જત આવી નહિ. જમ્યા પછી વાંચવા બેઠો કિન્તુ તેમાં પણ તેને રસ પડયો નહિ. અંતે રાત્રિના અગિયાર, બાર અને એક વાગ્યે સૂનાર વિદ્યાર્થીએ આઠ વાગ્યામાંજ પથારી વશ થવાનો વિચાર કર્યો. ઘરના બીજા મનુષ્યો એ જોઇ આશ્ચર્ય પામ્યા, પરસ્પરમાં પૃચ્છા કરવા લાગ્યા; કિન્તુ લખનારે ન તો તેમના આશ્ચર્યની પરવા કરી અને ન તેમની પૃચ્છાઓનો પ્રત્યુત્તર દીધો. તે તો આરોગ્યના નિયમને ભૂલી જઈ કિંવા તેની અપેક્ષા કર્યા વિના નખથી તે શિખા પર્યન્ત અવગુંઠિત થઇ વિચારવમળમાં ગોથાં ખાતો સૂઈ ગયો. તે રાત્રિએ તેને નિદ્રા આવી કે નહિ તે લખનાર પોતે પણ કહી શકતો નથી. પરન્તુ તે જાગતો પણ ન હતો એ પણ સત્ય છે. એવી પરિસ્થિતિ વચ્ચે, બીજે દિવસે છાત્ર-સમ્મેલન ભરાય તેની પૂર્વેજ, તેનાં નેત્રો સમક્ષ સાક્ષાત્ 'પરિષદ્ દેવી' ઉપસ્થિત થયાં. અને જેમ, ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્રે મહાબાહુ અર્જુનને પોતાના મુખમાં "વિરાટ્ સ્વરૂપ-દર્શન' કરાવ્યાં હતાં તેમ પરિષદ્ દેવીએ મુંબઇના પ્રવેશિકાના વિદ્યાર્થીઓની પરિષદ્નો સમ્પૂર્ણ વૃત્તાન્ત તેને પા કલાકમાં જણાવી દીધો. શ્રીમતીની એ સાંકેતિક સંજ્ઞાઓ તથા ભાષામાં આ લખનાર જેટલું અને જેવું સમજયો હતો, તેનો કંઇક ચિતાર તે આજે આપવા ઇચ્છે છે. એ ઘટનાને સત્ય તરીકે સ્વીકારવી કે નહિ એ વાંચનારની સ્વતંત્ર ઇચ્છા પર છે. કોઈ કહેશે કે યદિ રવિવારે એ પરિષદ્ મળી હોય તો શું તે લખનારને માલમ પડયા વિના રહે ? કિંવા સભાઓના નામપર મરી પડનાર છાત્ર એ પરિષદ્માં ભાગ લીધા વિના રહે ખરો? એ સર્વ

પ્રશ્નોનો પ્રત્યુત્તર કેવલ એકજ છે કે, લખનાર પોતે રવિવારે પ્રાતઃકાલની ગાડીથી તેના નિવાસસ્થાન તરફ ઉપડી ગયો હતો. અને ત્યાં દીપોત્સવી પર્વ આનંદમાં નિર્ગમન કરી પાછો લગભગ એક મહિને મુંબઈ આવ્યો. તમે માનો કે ન માનો પણ મુંબઇ આવ્યા પછી તેને એ વિષે પૂછપરછ કરવાની સ્મૃતિ જ ન રહી કિંવા ઇચ્છાજ ન થઇ. અસ્તુ. હવે આમતેમની વાતોમાં વેળા ન ગુમાવતાં પરિષદ્ દેવીએ જે કંઇ દેખાડયું તેનું શાબ્દિક ચિત્ર ચીતરી તે વાંચકોની સેવામાં અર્પણ કરશે.

લેખક.

દિવસે સૂચના મળ્યા પ્રમાણે પરિષદ્‌ની બેઠક વેળા ચતુરંગી પ્રજાનાં સંતાનો તેમાં ઉપસ્થિત થયાં હતાં. સ્થાનિક પ્રેક્ષકોની સંખ્યા લગભગ પાંચસોની હતી. એ ઉપરાન્ત રાજનગર, ભાવનગર તથા સુરતના વિદ્યાર્થીઓની પણ સારી સંખ્યામાં હાજરી હતી. એ બહારગામના વિદ્યાર્થીઓ 'પ્રતિનિધિ' તરીકે નહિ કિન્તુ સ્થાનિક દર્શક તરીકેજ ઉપસ્થિત થયા હતા. તે દિવસોમાં એ શહેરોમાં રોગચાળો (પ્લેગ) ચાલતો હોવાથી ઘણા છાત્રો પોતાના સંબંધીઓને ત્યાં રજા પુરી કરવા તથા મુંબઇની દિવાળી જોવા માટે કેટલાક દિવસથી શહેરમાં આવી ગયા હતા. એ સિવાય કેટલાક અધ્યાપકો તથા કૉલેજીઅનો પણ દૃષ્ટિગોચર થતા હતા. પરિષદ્‌ના પ્રમુખપદે હેડમાસ્તરને બદલે શિક્ષાવિભાગના કોઇ ઉપરી અધિકારી બીરાજેલા હતા. પરિષદ્‌નું કામકાજ અંગ્રેજીને બદલે ગુજરાતીમાં થશે એમ મંત્રીઓએ જાહેર કર્યું. સભાપતિની આજ્ઞાથી સન્માનકારિણી સભાના સભાપતિએ પોતાનું વ્યાખ્યાન વાંચવા માંડયું.

"સભાપતિ મહાશય તથા પ્રિય વિદ્યાર્થી બંધુઓ !

આવા મોટા સમ્મેલનના કામ માટે મને આપે જે મહાન્ પદ અર્પણ કર્યું છે તે બદલ હું આપ સૌનો ઉપકાર માનું છું. હું પોતે અદ્યાપિ બી. એ. માં અભ્યાસ કરૂં છું અને તમારા જેવો જ એક વિદ્યાથી છું. વયમાં પણ હાજર થએલા વિદ્યાર્થીઓ કરતાં હું કાંઇ બહુ મોટો નથી. મારા બોલવામાં ભૂલ ચૂક જણાય તો આપ સર્વે પ્રેમ પૂર્વક ક્ષમા કરશો એવી આશા છે.

આ પ્રસંગે આપણે કેળવણી તથા વિદ્યાર્થી જીવનના ઉદ્દેશનો વિચાર કરીશું તો અનુચિત નહિ લેખાશે. નોકરી મેળવવી એ કેળવણી લેવાનો હેતુ ન હોવો જોઇએ. કેળવણી લેનાર પ્રજા પરતંત્ર તથા પરાવલમ્બી ન હોવી જોઇએ. કેળવણીનો ઉદ્દેશ ઇશ્વરદત્ત શારીરિક, માનસિક અને આત્મિક-શક્તિઓને ખીલવવી અને જીવનને પોતાને, પોતાના સમાજને તથા દેશને **ઉપયોગી** બનાવવું એ હોવો જોઇએ. વિદ્યાર્થી-જીવન માનવ-જીવનના પાયારૂપ છે. એ પાયો જેટલો પાકો થશે તેટલીજ ભાવિ-જીવનની ઇમારત પણ પાકી થશે. ગાંધીજીના શબ્દોમાં કહું તો 'કેળવણીમાં સ્વરાજ્યની ચાવી છે.' પરન્તુ આપણા દુર્ભાગ્યે એ શુભ ઉદ્દેશ ભૂલી જવામાં આવ્યો છે અને તેને બદલે ન શીખવવાનું શીખવવામાં આવે છે. પરભાષા દ્વારા શિક્ષણ આપવાથી ભારતીય વિદ્યાર્થીઓની જે અધોગતિ થઇ છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. દેશ શું માગે છે અને વિદ્યાર્થીઓને શું આપવામાં આવે છે એ હવે તમારાથી છાનું નથી. તેત્રીસ કરોડની પ્રજામાંથી કેટલા દેશપ્રેમીઓ જોવામાં આવે છે? વીર-પ્રસૂતા ભરતભૂમિમાં કેટલા વીરો નજરે પડે છે? ધર્મ અને જ્ઞાન-ભૂમિ ભારતવર્ષમાં કેટલા ધર્મ-વીરો તથા તત્વજ્ઞો પોતાનાં પાવન પગલાંથી દેશને પવિત્ર કરે છે? કવિકુલ-કમલ-દિવાકર શ્રી કાલિદાસની જન્મભૂમિમાં કેટલા કવિઓ દર્શન દઇ ભારતજનતાનાં ચક્ષુઓને આનન્દ આપે છે? એ સર્વ પ્રશ્નોનો પ્રત્યુત્તર કેવલ નકારમાંજ આપવો પડશે. આ સ્થિતિ શાને લીધે થઇ છે? પ્રજાના આગેવાનો તથા +અધિકારીઓ સૌ એકજ પ્રત્યુત્તર દે છે અને તે એ છે

---

+ શિક્ષા વિભાગના દિશાદર્શકો (ડાયરેક્ટરો) ની ઇ. સ. ૧૯૧૭ માં પાટનગર **દિલ્લી** ખાતે ભરાએલી પરિષદના પ્રમુખસ્થાનેથી બોલતાં નામદાર **વાઇસરૉય** સાહેબે કહ્યું હતું, "જો અમને માતૃભાષાથી ઇતર કોઇ પણ ભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવ્યું હોત તો અમે કંટાળીને અલ્પ સમયમાંજ વિદ્યાભ્યાસને તિલાંજલી આપી દીધી હોત. ભારતીય વિદ્યાર્થીઓને પરભાષાદ્વારા શિક્ષણ આપવામાં આવે છે અને તેમાં તેઓ આશ્ચર્યકારક સફલતા પૂર્વક પરીક્ષોત્તીર્ણ થાય છે એ બદ્દલ તેમને ધન્યવાદ ઘટે છે." ભારતીય વિદ્યાર્થીઓના ભાગ્યની બલિહારી ત્યાં છે કે, જે વસ્તુ તેમને માટે એક વાર વિષ સમાન સિદ્ધ કરવામાં આવી હોય તેજ વસ્તુ બીજી વાર અમૃત સમાન દર્શાવી, તેમના સંહાર માટે આપવામાં આવે છે. અને

કે 'પરભાષાદ્વારા શિક્ષણ આપવાથી.' કર્મવીર ગાંધીજીના શબ્દોમાં કહું તો 'જો માતૃભાષાદ્વારા શિક્ષણ આપવામાં આવ્યું હોત તો ભારત વર્ષમાં **અનેક** રવીન્દ્રનાથ સમાન કવિઓ તથા **જગદીશચન્દ્ર** સમાન વિજ્ઞાન-વેત્તાઓ ઉત્પન્ન થયા હોત.' આટલી બધી મહા ભયંકર ભૂલ કરવામાં આવી છે તથાપિ દેશના દુર્ભાગ્યે શિક્ષા વિભાગના અધિકારીઓ તથા સરકાર પ્રચલિત શિક્ષણ-પદ્ધતિમાં પરિવર્તન કરવાનો પ્રયત્ન સરખો પણ કરતા નથી. એ દિશા-ભૂલનો સ્વીકાર ન કરતાં અદ્યાપિ ઉત્તરોત્તર વિદ્યાર્થીઓપર વિવિધ પ્રકારનાં બંધનો નાંખવામાં આવે છે એ શોકની વાત છે. સ્વરાજ્ય વિષયક સભાઓમાં તથા દેશભક્તોની હાજરી હોય એવી વિરાટ સભાઓમાં જવાની વિદ્યાર્થીઓને મનાઇ કરવામાં આવી છે એ કેટલા દુઃખની વાત છે ? માતૃભાષાને ભૂલી જવાથી આપણે આપણું કેટલું અનિષ્ટ કર્યું છે ? ભાષાનું માહાત્મ્ય આપણે જાણતા પણ નથી. "ભાષા હૃદયનો રણકાર છે. જીવનમાં જો વીરતા અને રસિકતા હશે, તો તે ભાષાદ્વારા વહેવાનાજ. બંગાળી ભાષાની ઉન્નતિનું કારણ કવિ ટાગોર તથા બંકીમચન્દ્રના અશ્રમિત પ્રયાસ છે." *

દેશના શિક્ષિત સમુદાયની સર્વ પ્રકારની અવનતિ જોઇ **ભારત-જનની** નેત્રોમાંથી અશ્રુ વર્ષાવે છે. તેનાં સંતાનો તેને ભૂલી ગયાં એ જોઇ તે શોકસાગરમાં નિમગ્ન થઇ ગઇ છે. પ્રવેશિકા માટે ભણતા વિદ્યાર્થીઓની સ્થિતિ ખરેખર દયાજનક છે, નિર્માણ થએલાં પાઠ્ય પુસ્તકોને જોઈ કોઈ પણ સમભાવી સજ્જનને શોક થયા વિના રહેશે નહિ. શારીરિક નિબળતા એટલી સીમા પર્યન્ત અવલોકવામાં આવે છે કે જે જોઇ આપણે કેવળ દિઙ્મૂઢ બની જઇએ છીએ.

---

એ સર્વસ્વ વિનાશિની વસ્તુનો ઉપયોગ કરવાની મૂર્ખતા બદલ તેઓ ધન્ય-વાદને પાત્ર **થાય** છે ? **ઈશ્વર** ! માતૃભાષાદ્વારા શિક્ષા-પ્રણાલિ ભારતમાં ક્યારે પ્રચાર પામશે ? અને ભારતની ભાવિ આશાલતાનાં સુકુમાર સુમનોની શોભામાં, સુગંધમાં વિકૃતિ થતી ક્યારે અટકશે ? પોતાને હાથે પોતાની પ્રજાની અધોગતિ કરતા **ભારતવાસીઓ** ક્યારે વિરામ પામશે ?

**લેખક.**

* રા. નૃસિંહદાસ વિભાકર.

તથાપિ સૌભાગ્યની વાત છે કે ' કેળવણી પરિષદ્ ' જેવી સંસ્થાઓ આપણા કલ્યાણ માટે કાર્ય કરી રહી છે. દેશભક્ત મહાત્મા મોહનદાસ જેવા કર્મવીરો વિદ્યાર્થીઓના હિતાર્થે તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે. આવે પ્રસંગે આપણી આ પરિષદ્ આવકારદાયક લેખાશે એમ હું ધારું છું. આપ સૌ બન્ધુઓનો હું અંતઃકરણ પૂર્વક આભાર માની આ શુભ પ્રવૃત્તિ આદરવા બદલ આપને ધન્યવાદ આપું છું. પ્રમુખ મહાશય પોતાના ભાષણમાં આપણા કલ્યાણનો કોઇક સરલ માર્ગ અવશ્ય બતાવશે એવી આપણે આશા રાખીશું, અને પરિષદ્‌ને અનેક ઉપયોગી ઠરાવો પસાર કરવામાં મદદ કરશે એવી પ્રાર્થના કરીશું. એક વાર ફરીથી મારી ભૂલ માટે આપની ક્ષમા ચાહી હું મારું સ્થાન લઇશ. "

અહીં પ્રમુખે પરિષદ્‌ના મંત્રી જોડે કંઇક વાતચીત કરી. પાંચેક મિનિટ સભામાં શાન્તિ ફેલાયા બાદ ભેદ ખુલ્લો થયો. પરિષદ્‌ના મહામંત્રીએ ઉભા થઇ કહ્યું:-

વહાલા વિદ્યાર્થી બન્ધુઓ,

પરિષદ્‌ના પ્રમુખનું ભાષણ શરૂ થાય તેની પૂર્વે મારે એક નિવેદન કરવું છે. પ્રમુખ મહાશય મને એમ જણાવે છે કે તેમનું ભાષણ પૂર્વવકતાના વ્યાખ્યાનથી સર્વથા વિપરીત દિશામાં પ્રયાણ કરે તેવું છે. પૂર્વવક્તાએ જે જે વિચારો દર્શાવ્યા છે તેથી ઉલટા વિચારો તેમના ભાષણમાં છે. તેથી જો આપ સૌની તે સાંભળવાની ઇચ્છા હોય તો તેઓ ઘેરેથી તૈયાર કરેલું ભાષણ વાંચે નહિ તો સમયોચિત બે બોલ કહી બેસી જાય. પ્રમુખપદ લેવામાં તેઓ પોતે ઠગાયા હોય એમ તેઓ જણાવે છે. તેમને સાંભળવા કે ન સાંભળવા એ તમારી મરજીપર છે."

વિદ્યાર્થીઓની અનુમતિથી સભાપતિએ આ પ્રમાણે ચલાવ્યું:—

" શિક્ષકો તથા છાત્રો,

મને દુઃખ છે કે મારે પૂર્વવક્તાના વક્તવ્યથી વિપરીત બોલવું પડે છે. આપ સૌ જાણો છો તેમ હું શિક્ષણખાતામાં આપનીજ સેવા કરું છું. પરન્તુ આપણી માનનીય ગવર્નમેન્ટની આજ્ઞાને માન આપી હું રાજદ્વારી કિંવા દેશ સમ્બન્ધીની સભાઓમાં ભાગ લેતો નથી. કેળવણી પરિષદ્‌માં પણ પ્રમુખ શ્રીયુત ગાંધી હોવાથી અને વક્તાઓમાં પણ

ચૂસ્ત **સ્વરાજ્યવાદીઓ** હોવાથી હું ગયો નહિ તોપણ મેં ગાંધીનું ભાષણ વાંચ્યું છે. 'માતૃભાષાદ્વારા કેળવણી' આપવાની વાત મારા મગજમાં ઉતરતી નથી. રાજદ્વારી સભાઓમાં વિદ્યાર્થીઓએ શામાટે ભાગ લેવો જોઇએ એ મને સમજાતું નથી. પ્રથમતો ગુજરાતી ભાષામાં શીખવવા યોગ્ય પુસ્તકો નથી. અને ધારો કે તે તૈયાર પણ થાય, તો પણ તેમ કરવાથી એટલે અંગ્રેજીને ઉતારી પાડવાથી દેશની આર્થિક સ્થિતિ બગડી જશે એવો મારો નમ્ર મત છે. મારા જેવા અનેક સરકારી નોકરોની **આજીવિકા** એકાએક બંધ થઈ જશે એની હાનિ દેશનેજ થશે.

આપણે આપણા વિષય પર આવીએ. મૅટ્રિકને માટે જે કોલાહલ દેશના આગેવાનોએ મચાવ્યો છે તે કેવલ અજ્ઞાનતા દર્શક છે. વાસ્તવિકમાં તેવું કંઇ પણ છે જ નહિ. વિદ્યાર્થીઓ પરિશ્રમ ન કરે તો કેવી રીતે અમે તેમને ઉત્તીર્ણ કરીએ ? પાઠ્ય પુસ્તકોમાં હું કાંઈ ખામી જોતો નથી.

હિસ્ટરિ ( ઇતિહાસ ) અને જ્યોમેટ્રી ( ભૂમિતિ ) તો રાત્રે ગોખી એટલે થયું ! અમે તો પાનાંનાં પાનાં મોઢે કરી લેતા હતા ! જરા વિચાર તો કરો. તમે પાસ થશો એટલે તમને કેવું માન મળશે ? પછી કૉલેજમાં જઇ કેવો આનન્દ કરશો ? અથવા **નોકરી** કરશો તો સરકારી ઑફીસમાં કેવી મજાની જગ્યા મળી જશે ? સાંજ સવાર વેળાસર આવવું અને જવું અને વળી રવિવારે તો રજા ! લોકો કહે છે નોકરી ન કરવી. હું કહીશ નોકરી કોણ નથી કરતું ? મોટા વાઇસરૉય પણ રાજાની નોકરી જ કરે છે. ઇગ્લાંડના વર્તમાન પ્રધાન સર લૉઇડ જ્યોર્જ પણ **સમ્રાટ**ની નોકરીજ કરે છે. નોકરી વિના સુખ ક્યાં છે, માન ક્યાં છે, પૈસો ક્યાં છે ? અને એ સર્વ વિના જીવન ક્યાં છે ? અંગ્રેજીથી વિમુખ થવું એ આપણા જીવનનો સંહાર કરવા સમાન છે.

આપ સૌના આગ્રહથી મેં બે શબ્દ કહ્યા છે. તેથી જો આપને માઠું લાગ્યું હોય તો મને, માફ કરશો. મેં મારા અંતઃકરણનીજ નહિ કિન્તુ અનેક ભારતીય અધ્યાપકોના અંતરની વાત કહી છે. પૂર્વ વક્તાએ દર્શાવ્યા તેવા કિંવા મારા વિચારોથી ઉલટા ઠરાવો જો પરિષદ્ પસાર કરવાની હોય તો હું પ્રથમથીજ મારા પદનો રાજીખુશીથી ત્યાગ કરૂં છું

અને કોઇ પોતાના વિચારોને મળતા યોગ્ય પ્રમુખની પસંદગી કરી પરિષદનું કાર્ય કરો એ પ્રાર્થના કરૂં છું. કારણ કે 'વિદ્યાર્થીઓએ રાજદ્વારી સભાઓમાં ભાગ લેવો જોઇએ' એવા આશયના ઠરાવપર હું સહી કરીશ નહિ."

લખવાની જરૂર નથી કે સભામાં ભારે કોલાહલ મચ્યો અને વિશેષ મતે પ્રમુખને પદભ્રષ્ટ કરી પ્રથમ વક્તાને તે પદ આપવામાં આવ્યું. પ્રમુખ મહાશય ઘર ભણી રવાના થયા અને તેમની સાથે નિરાશ થએલા કેટલાક પારસી, મુસલમાન અને સર્વ ક્રિશ્ચિયન વિદ્યાર્થીઓને લેતા ગયા. સભામાં લગભગ ૨૦ મિનિટ શાન્તિ પ્રસરી રહી. નવા પ્રમુખે પોતાનું સ્થાન લેતાં પરિષદ્‌ના કાર્યવાહકોનો આભાર માન્યો. પરિષદ્‌નું કામકાજ આગળ ચલાવવાની સૂચના કરી. નીચે પ્રમાણે એક પછી એક ઠરાવો મૂકાયા અને લખવાની જરૂર નથી કે પરિષદે તે **સર્વાનુમતે** પસાર કર્યા.

## પ્રચલિત શિક્ષણ–પદ્ધતિ.

" વર્ત્તમાન શિક્ષણ પદ્ધતિમાં અનેક પ્રકારની ખામીઓ વિષે દેશ ભકતો જે કંઇ કહે છે તેનો આ પરિષદ્ સ્વીકાર કરે છે; અને તેમાં યોગ્ય સુધારા વધારા કરવા માટે આ પરિષદ્ સરકારને પ્રાર્થના કરે છે. "

ઉપરોકત પ્રસ્તાવ મૂકતાં મણિલાલ નામક વિદ્યાર્થીએ કહ્યું—

**" પ્રિય વિદ્યાર્થી બન્ધુઓ !**

જો આપણે મહાત્મા ગાંધીના ઉપદેશને માનતા હોઇએ તો આ ઠરાવની હું બિલકુલ જરૂર જોતો નથી. તો પણ પરિષદ્‌ની 'વિષય નિર્ધારક' સભાએ તેની આવશ્યકતા જોઇ છે તેથી મેં તે આપની આગળ રજુ કર્યો છે. એ પર લાંબા પહોળાં ભાષણો કરવાની હું જરૂર જોતો નથી. શિક્ષણ પધ્ધતિમાં શી શી ખામીઓ છે તે 'દ્વિતીય કેળવણી પરિષદ્' ના પ્રમુખે સારી પેઠે દર્શાવી છે. આપણે સરકારને પ્રાર્થના કરીએ છીએ કારણ કે આપણે કાંઇ પણ કરી શકીએ તેવી સ્થિતિમાં નથી. મને આશા છે કે આપ આ ઠરાવને વિશેષ અગત્યનો ગણી પસાર કરશો. "

વકતા બોલી રહે તે પહેલાંજ વિદ્યાર્થીઓએ હાથ ઉંચા કરી પોતાની અનુમતિ દર્શાવી.

# માતૃભાષાદ્વારા શિક્ષણ. ×

" અંગ્રેજી સિવાયના સર્વ વિષયો માતૃભાષાદ્વારા શીખવવાની પદ્ધતિ સરલ છે એટલુંજ નહિ કિન્તુ ઓછા ખર્ચવાળી છે એમ આ પરિષદ્ માને છે, અને જે કોઇ તેવી શુભ પ્રવૃત્તિ આદરશે તેનો ઉપકાર માનવા તથા તેને ધન્યવાદ આપવા આ પરિષદ્ તૈયાર છે. એટલુંજ નહિ કિન્તુ તેનો લાભ લેવા માટે આ પરિષદ્ સર્વદા તૈયાર રહેશે. "

ભાષાભક્ત વિદ્યાર્થી ભગવાનલાલે કહ્યું:—

" ઉપર પ્રમાણે પ્રસ્તાવનું સ્વરૂપ છે. પહેલા ઠરાવ કરતાં જરા પણ ઓછી અગત્યનો આ ઠરાવ નથી. એ વિષે હું બે શબ્દ કહીસ.

માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાથી વિદ્યાર્થીનો પરિશ્રમ તથા સમય બચશે એ નિર્વિવાદ છે. ભારતવર્ષ સિવાય દુનિયાના કોઇ પણ ભાગમાં પરભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવતું નથી ગુજરાતી ભાષામાં પુસ્તકો નથી એમ કહેનારાઓને 'કેળવણી પરિષદે' તથા 'ગુજરાતી' પત્રે યોગ્ય ઉત્તર દીધો છે, 'કુસુમમાળા' તથા 'સુમનગુચ્છ' કવિતામાં, સ્વ. **મણિલાલ** કૃત 'ચારિત્ર' તથા **આનન્દશંકર** ધ્રુવ કૃત 'ધર્મ વર્ણન' ગદ્યમાં છે. એ સિવાય અનેક ઉત્તમોત્તમ ગદ્યપદ્ય ગ્રન્થો ગુર્જરગિરામાં આજે પણ છે. પ્રવેશિકા પર્યન્તના વિદ્યાર્થીઓને શીખવવા યોગ્ય ગ્રન્થોનો તો અભાવ નથી એટલું તો હું વિશ્વાસ પૂર્વક કહી શકું છું. ૧૫૦ વર્ષ પર્યન્ત માતૃભાષાના સંસર્ગમાં રહ્યા હોત તો આપણામાંથી અનેક **ગોવર્ધન, મણિલાલ, ઇચ્છારામ** અને **ગાંધી** સમાન દેશ અને સાહિત્ય સેવકો ઉત્પન્ન થયા હોત. "

---

× આનન્દની વાત છે કે અમદાવાદ નિવાસી માતૃભાષા-પ્રેમી શ્રીયુત **હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ**, બી. એ. એ " **ગુજરાતી** ભાષાના વધુ અભ્યાસ, વિકાસ અને વૃદ્ધિ અર્થે **વિશ્વવિદ્યાલય** ( યુનિવર્સિટી ) ની યોજના " પ્રકાશિત કરી છે. એ માતૃભાષાની ઉન્નતિનાં શુભ ચિન્હો છે.

**લેખક.**

## સરકારના હુકમ સામે પ્રતિષેધ.

"વિદ્યાર્થીઓને રાજદ્વારી સભાઓમાં ભાગ લેતા અટકાવવાને માટે મુંબઇ સરકારે ગયા જુન માસમાં જે હુકમ બહાર પડયો છે તે તરફ આ પરિષદ્ સખ્ત વિરોધ દર્શાવે છે; અને તે પાછો ખેંચી લેવા માટે પરિષદ્ સરકારને પ્રાર્થના કરે છે."

પ્રમુખે એ ઠરાવ રજુ કર્યો અને પરિષદે તે મંજુર કર્યો.

## શિક્ષણનો આદર્શ.

'પવિત્ર **ભારતવર્ષ**ની આર્ય પ્રજાના શિક્ષણનો પરમ પવિત્ર આશય જે **ચારિત્ર** છે તેના બંધારણ માટે શિક્ષણ વિષયક સંસ્થાઓ એ યત્કિંચિત્ પણ વિચાર કર્યો નથી તે વિષે આ પરિષદ હાર્દિક શોક પ્રગટ કરે છે; અને ભવિષ્યમાં ચરિત્રની ખીલવણી થાય તે દ્રષ્ટિએ શિક્ષણક્રમની વ્યવસ્થા કરવા, શિક્ષાધિકારીઓને આ પરિષદ સાગ્રહ અનુરોધ કરે છે."

ઠરાવ પર બોલતાં વિદ્યાર્થી મગનલાલે કહ્યું:—

"પ્રિય વિદ્યાર્થી બન્ધુઓ,

રાષ્ટ્રોન્નતિનો આધાર તેમાંની પ્રત્યેક વ્યક્તિના વિકાસપર છે. અમુક દેશ, રાષ્ટ્ર, સમાજ કિંવા કુટુમ્બ કેટલું સુશિક્ષિત, સુસંસ્કૃત તથા ઉન્નત છે તેની પરીક્ષા તેમાંની વ્યક્તિઓના 'ચારિત્ર'પરથી કરી શકાય છે. જીવન-સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવા માટે ચારિત્ર ઉત્તમ આયુધ છે. એની ખીલવણીનો આધાર સંસ્કારી શિક્ષણપર રહે છે પ્રાચીન કાલમાં જ્યારે વિદ્યાર્થીઓ ગુરૂને ત્યાંથી વિદ્યા ભણી ઘેર આવતા ત્યારે વિદ્યા સાથે વિશુદ્ધ ચરિત્ર પણ લેતા આવતા હતા. પ્રચલિત શિક્ષણ પદ્ધતિથી ચરિત્ર–સંગઠન થઇ શકતું નથી. દેશની ઉન્નતિ માટે તેની પ્રજાએ એકલી વિદ્યા ભણવીજ બસ નથી કિન્તુ તે પ્રજા શિક્ષિત હોવા ઉપરાંત ચારિત્રવાન્ પણ હોવી આવશ્યક છે. એક સ્વ. સાક્ષરે એક પ્રસંગે ગુજરાતના સાક્ષરો વિષે બોલતાં કહ્યું હતું કે, સદ્દભાગ્યે ગુજરાતમાં **શિક્ષિત** સ્ત્રી પુરૂષો અનેક છે પરન્તુ દુર્ભાગ્યે **ચારિત્રવાન્** સ્ત્રી પુરૂષો બહુ ઓછાં છે. એ કથનમાં અવશ્ય સત્ય સમાયેલું છે.

આપણે પ્રવેશિકાના વિદ્યાર્થીઓના ચારિત્રપર દૃષ્ટિ નાખીશું તો જણાશે કે ચારિત્ર કોને કહે છે તેનું પણ ઘણાકને ભાન નથી. ખાવા-પીવામાં, સૂવામાં બેસવામાં, ફરવા હરવામાં, વાંચવામાં અને એવાં અનેક કામોમાં અનિયમિતતા, અસંયમિતા, અવિચારિતા અને અનુચિતતા એટલી સીમાપર્યન્ત દૃષ્ટિગોચર થાય છે કે તેમાં કેવો અને કેવી રીતનો સુધારો કરવો એજ સમજાતું નથી. અતએવ પ્રસ્તાવ અત્યન્ત અગત્યનો છે એ કહેવાની આવશ્યક્તા નથી."

અજીતપ્રસાદ નામક વિદ્યાર્થીના અનુમોદનથી ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

## ભારતીય ઇતિહાસની અધોગતિ.

" માધ્યમિક શાળાઓના નીચલા ધોરણોમાં તથા પ્રવેશિકામાં ઇતિહાસને માટે જે પાઠ્ય પુસ્તકો ( Text ) મુંબઈ વિશ્વવિદ્યાલયે મંજુર કર્યાં છે અને તેમાં પણ ખાસ કરી હિન્દ દેશના ઇતિહાસનાં જે પુસ્તકો છે તે પ્રતિ આ પરિષદ્ પોતાની અનિચ્છા પ્રગટ કરે છે.

( अ ) વળી આ પરિષદ્ એમ પણ માને છે કે ભારતવર્ષના ઇતિહાસનાં પુસ્તકો ભારતીય વિદ્વાનોની સ્વતંત્ર લેખિનીઓથી લખાએલાં કિંવા તેમની સહાયતાથી લખાએલાં પુસ્તકો પાઠ્ય પુસ્તકો તરીકે સ્વીકારવાથી વિદ્યાર્થીઓને વિશેષ લાભ થશે.

( ब ) વિશેષમાં આ પરિષદ્ ઇતિહાસની પ્રચલિત શિક્ષણ-પધ્ધતિ ખામી ભરેલી છે એમ માને છે અને તેમાં ઉચિત પરિવર્તન દેશના નેતાઓના કથનાનુસાર કરવા માટે શિક્ષાધિકારીઓને સવિનય પ્રાર્થના કરે છે."

ગોપાલરાવ નામક એક દક્ષિણી વિદ્યાર્થીએ ઉપરોક્ત પ્રસ્તાવ વાંચી તે પર મરાઠીમાં વિવેચન કર્યું. અમે તેનું ગુજરાતી ભાષાન્તર નીચે આપીએ છીએ.

" પ્રિય દેશબાંધવો,

આપણા દેશના વિદ્વાનો ભારે શોધખોળ કરી ઇતિહાસનાં પુસ્તકો લખે છે પરન્તુ કહેતાં દુઃખ થાય છે કે યુનિવર્સિટી તેમને પસંદ કરતી નથી. જ્યારે અંગ્રેજો આમતેમની વાતો સાંભળીને પુરાવા વિનાની વાતો

લખી મારે છે તોપણ તેમને યુનિવર્સિટી સ્વીકારે છે. હું આપને એક ઉદાહરણ આપીશ.

વીર-કેસરી **શિવાજી** મહારાજના ચરિત્રમાં એક અંગ્રેજ મહાશયે લખ્યું છે કે ' તે ( શિવાજી ) લખી વાંચી જાણતો નહિ. ' પરન્તુ હું આપને જણાવીશ કે પુનાની ' ઇતિહાસ સંશોધક મંડળી ' ને એ વીર નરના હસ્તાક્ષરો મળી આવ્યા છે. એ વાત આજે ગુપ્ત નથી તોપણ એ લેખક મહાશયને અદ્યાપિ તેની માહિતિ જ નથી ! હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ શીખવવા જેવો છે તે શીખવવામાં આવતો નથી. હાલનાં પુસ્તકોમાં જેટલી લડાઇઓના વૃત્તાન્તો છે તેમાં ભારતવાસીઓની કિંવા હિન્દુઓની જીતનો કયાંય પણ ઉલ્લેખ નથી. બંધુઓ ! ઇતિહાસને આપ સાધારણ વસ્તુ સમજશો નહિ. ઇતિહાસ મુડદાઓમાં શક્તિ-સંચાર કરે છે. વર્ષોની નિદ્રસ્થ પ્રજાને જગાડવાની જો કોઇ શ્રેષ્ઠ ઔષધિ હોય તો તે કેવલ ઇતિહાસ છે. આપણે ખરો ઇતિહાસ શીખ્યા નથી એટલે આ કથનની સત્યતા આપણે જાણી શકીએ તેમ નથી.

રાજાઓની વંશાવલી ગોખવી કિંવા યુદ્ધ તિથિઓ યાદ રાખવી એ ઇતિહાસનું અધ્યયન નથી. ઇતિહાસમાં ગોખણપટ્ટીનું જરા પણ કામ નથી. વળી ઇતિહાસ તો માતૃભાષામાંજ શીખવો શ્રેષ્ઠ છે. મને આશા છે કે આ પ્રસ્તાવને અવસ્ય અનુમોદન મળશે. "

ઉત્તરીય ભારતના વિદ્યાર્થી વીરે રાષ્ટ્રભાષા **હિન્દી**માં ગર્જના કરી. " પ્યારે ભાઇઓ.

મિત્ર ગોપાલરાવને ઠીક કહા હૈ. ઇસ પ્રસ્તાવકો મેરા હાર્દિક અનુમોદન હૈ યહ કહને કી આવશ્યકતા નહીં.

ઇતિહાસ લિખનેમેં અન્વેષણ કી આવશ્યકતા હોતી હૈ. અન્વેષણ કે બિના ઇતિહાસ અપૂર્ણ ગિના જાતા હૈ. મૈં ભી એક દૃષ્ટાન્ત દૂંગા. કલકત્તેકે ' કારા-ગૃહ ' કી વ નવ્વાબ શુજાઉદ્દૌલાકી નિર્દયતાકી ઘટના સર્વથા કલ્પિત હૈ ઇસકે અનેક પ્રમાણ મિલ ચુકે હૈં. હૈદરઅલી ઔર ટિપુસુલ્તાન લૉર્ડ ક્લાઇવસે સહસ્ત્રગુને અચ્છે થે યહ મૈં આજ ભી કહ સક્તા હૂં. હિન્દુ પ્રજા ઇતની હતવીર્ય ઔર ભીરુ નહીં થી જિતની કિ અંગ્રેજોને બતલાઇ હૈ.

મેં આપકો એક નઇ બાત કહના ચાહતા હૂં. આશા હૈ આપ ઉસપર અવશ્ય વિચાર કરેંગે. રાજ્યકર્ત્રી પ્રજાકી એક કૂટનીતિ યહ હૈ કિ વહ પ્રાયઃસભી દેશોંકા પ્રાચીન ઇતિહાસ ' માઇથોલૉજી ' અર્થાત્ કપોલ-કલ્પિત બાતોંસે ભરા હુઆ માનતી હૈ. જૈસે ઇંગ્લિસ્તાનકા ભૂતકાલીન ઇતિહાસ ઐસે ગપોંડોસે કિંવા જાતિકો ' જીવન ' ન દે ઐસી બાતોંસે ભરા હુઆ હૈ વૈસેહી ભારતવર્ષકા પ્રાચીન ઇતિહાસ ભી માનલિયા ગયા હૈ. ઇતિહાસમેં ' માનલેના ' કૈસી ભયંકર ભૂલ હૈ યહ આપ અચ્છી તરહ જાનતે હોંગે. જૈસે યુરોપ, અમેરિકા, આફ્રિકાદિકે નિવાસિયોંને ગત કુછ કાલમેં હી ઉન્નતિ કી હૈ વૈસીહી ઘટના જગત્‌વૃદ્ધ ભારત કે વિષયમેં ભી માન લી ગઇ હૈ ઐસા કિતનેક ભારતવાસી સજ્જન માનતે હૈં. સચ બાત તો યહ હૈ કિ શાસનકર્તા ગૌરાંગ દેવતા (?) અબ ઇતને અજ્ઞાન તો નહીં હૈ. ભારતવર્ષકી પ્રાચીન સંસ્કૃતિ ઉનકો માલૂમ હૈ. વે જાનતે હૈં કિ ભારતવર્ષકા સચ્ચા પ્રાચીન ઇતિહાસ પઢાનેસે ભારતવાસી **દેશપ્રેમી** હો જાએંગે-**સ્વતંત્ર** હો જાએંગે. કેવલ રાજસ્થાનકે હી નહીં વરન્ સમસ્ત ભારતકે વીરરત્ન મેવાડેશ્વર **પ્રતાપસિંહ**કા ચરિત્ર ક્યોં નહીં પઢાયા જાતા ? ચહુઆણ કુલભૂષણ **પૃથ્વીરાજ**કા વીરચરિત્ર ઇતિહાસમેં ક્યોં નહીં દિયા હૈ ? ક્યા કારણ હૈ કિ ભારતકા ઇતિહાસ **બાબર**સે શુરૂ હોતા હૈ ? ક્યા બાબરકે પહેલે ઇસ દેશકે લોગ બૈલ ચરાતેથે ? પ્રાચીન ઇતિહાસમેં લિખતે હૈં: " દેશમેં સર્વત્ર દુર્વ્યવસ્થાથી." હમ પૂછતે હૈ ઉન ઇતિહાસ લિખ્ખાડોં કો:-" ક્યા નૃપતિકુલ-કમલ-દિવાકર પ્રાતઃસ્મરણીય મર્યાદા પુરૂષોત્તમ શ્રી**રામચન્દ્ર** એક આદર્શ ( Ideal ) નૃપતિ નહીં થે ?" ક્યા ઉનકે સુશાસન-કાલમેંભી દેશમેં દુર્વ્યવસ્થા ઔર અશાન્તિ થી ? **ભારતમાતા**કે વીર સંતાનો ! ઔર ક્યા કહૂં ? વિશેષ સમય નહીં હૈ અન્યથા મૈં આપકો બતલાતા કિ ઇતિહાસ ક્યા ચીજ હૈ. ઇસ સમય ઇતનાહી કહકર, પૂર્વ પ્રસ્તાવકો અનુમોદન દે કર, મૈં મેરા વક્તવ્ય સમાપ્ત કરતા હૂઁ."

લખવાની જરૂર નથી કે ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

## સહાનુભૂતિ.

" આ પરિષદ્ ' ગુજરાત કેળવણી પરિષદ્ ' ના કાર્યની સાથે સમ્પૂર્ણ સહાનુભૂતિ પ્રગટ કરે છે. એજ પ્રમાણે મહાત્મા **ગાંધી**, વિદુષી **એની-**

એજન્ટ, મી. એરૂન્ડેલ અને અર્નેસ્ટ વૂડ પ્રભૃતિ દેશભક્ત વિદ્વાન સ્ત્રી પુરૂષોની રાષ્ટ્રીય-શિક્ષણની યોજનાઓ સાથે પણ સહાનુભૂતિ દર્શાવે છે.

આ એ સર્વને તેમના પરિશ્રમ બદલ ધન્યવાદ દઇ એ યોજનાઓને સત્વર વ્યવહારમાં મૂકવાની આ પરિષદ્ તેમને ભલામણ કરે છે"

સભાપતિએ એ ઠરાવ રજુ કર્યો અને તે મંજુર થયો.

## વિશ્વવિદ્યાલયની પરીક્ષાઓ.

"પરીક્ષાઓ વર્ષમાં બે વાર લેવાવી જોઇએ અને વિદ્યાર્થી જે વિષયમાં નિષ્ફળ થયો હોય તેજ વિષયમાં તેને ફરી વાર તપાસવો જોઇએ એમ આ પરિષદ્ માને છે. એમ કરવાથી વિદ્યાર્થીઓનો સમય પૈસો અને ઉત્સાહ બચશે. તેથી તેમ કરવા માટે આ પરિષદ્ શિક્ષણ વિભાગના અધિકારીઓને પ્રાર્થના કરે છે."

નરોત્તમદાસ નામક એક ધારાશાસ્ત્રીના ચિરંજીવ ચતુર્ભુજ વિદ્યાર્થીએ ઉપલો પ્રસ્તાવ ઉપસ્થિત કરતાં કહ્યું:--

"ભાઇઓ! ઉપર પ્રમાણે પ્રસ્તાવનું સ્વરૂપ છે. હું ધારૂં છું એ પર વધારે બોલવાની જરૂર નથી. એથી જે લાભ થશે તે પ્રત્યક્ષ છે. હું તમને એક અદ્દ્ભૂત વાત કહીશ. વિલાયતમાં મૅટ્રિકની પરીક્ષામાં બેસવા માટે નાની ઉંમર (Under age) નો સવાલ આડે આવતો નથી. વિદ્યાર્થી જે વિષયમાં નાપાસ થાય છે તેમાંજ તેને ફરી તપાસવામાં આવે છે. આ વાત મને મારા પિતાએ કહી છે કે જેઓ ઇંગ્લાંડ જઇ ઉપલી બાબત નજરે જોઇ આવેલા છે. વિલાયતનો વિદ્યાર્થી અને હિન્દુસ્તાનનો વિદ્યાર્થી બન્ને સરખાજ છે. પરન્તુ આપણી યૂનિવર્સિટીમાં એ બેમાં ભેદ રાખવામાં આવ્યો છે. શું એ એક પ્રકારનો પક્ષપાત તથા અન્યાય નથી? આપ કહેશો ખરેખર એતો અન્યાયજ કહેવાય. તો હું તમને બધાને પૂંછીશ કે આવો અન્યાય આપણે સહન ક્યાં સુધી કરીશું! શુ હજી પણ આપણે આપણી કુંભકર્ણના જેવી અચેતન નિદ્રામાંથી જાગૃત નહિ થઇએ? મારી ખાત્રી છે આ ઠરાવને તમે તાળીઓના અવાજ સાથે વધાવી લેશો."

# અસંતોષ.

"ચાલુ વર્ષની પ્રવેશિકાપરીક્ષાના અંગ્રેજી પાઠ્યક્રમમાં 'ગોલ્ડન ડીડઝ' નામક પુસ્તકના બે ભાગ પસંદ કરવામાં આવ્યા છે. એ પુસ્તકના મુખ-પૃષ્ઠ ( Title Page ) પર લખવામાં આવ્યું છે કે સર્વ દેશોનાં અને સર્વકાલનાં સુવર્ણ-કૃત્યો. પરન્તુ પુસ્તકનાં પહેલેથી છેલ્લે સુધી બન્ને ભાગનાં પાનાં ઉથલાવવા છતાં વીર-ભૂમિ **ભારતવર્ષ**ના એક પણ ઉદાત્ત-કાર્યનો ઉલ્લેખ ન જોતાં વિદ્યાર્થીઓને ભારે અસંતોષ થયો છે. આ પરિષદ્ તે પ્રત્યે સમભાવ દર્શાવે છે અને મુખ-પૃષ્ઠપરથી 'Of all times and all lands' એ શબ્દો દૂર કરવા માટે તે મુંબઇ વિશ્વ-વિદ્યાલયને સાગ્રહ અનુરોધ કરે છે."

ઉપલો ઠરાવ રજુ કરતાં પ્રમુખે કહ્યું:--

ભાઇઓ! આ પ્રાચીન ભરતખંડમાં સુવર્ણ-કાર્યો કરનાર એટલા બધા ઉદાર ધર્મવીરો થઇ ગયા છે કે જેમનો ઇતિહાસ કહેવા બેસું તો મને દિવસો નહિ પણ મહિનાઓ લાગે. તોપણ શ્વેતાંગ લેખિકા સુન્દરી 'શારલોટ્ મેરીયાંજે' તેમાંના એકનો પણ ઉલ્લેખ કર્યો નથી. એ કેવલ લેખિકાની **અજ્ઞાનતાજ** સૂચવે છે. વીર-પ્રસવા ભારતવર્ષમાં સુવર્ણ-કાર્યો ન થયાં હોય તો બીજે ક્યાં સંભવી શકે? પિતૃભક્ત **પ્રભાકર, ભીષ્મ, ભીમસિંહ, કુણાલ,*** આદિ અનેક પુત્ર રત્નો ભારત ભૂમિને શોભાવી ગયાં છે. રાજભક્ત પન્ના સમાન દાસી **પન્ના** તથા પતિભક્ત પ્રમદા **જસમા**

---

* **કુણાલ.** ભારત-સમ્રાટ્-**અશોક**નો પુત્ર હતો. તેનો પિતૃ-પ્રેમ અલૌકિક હતો. તેની પિતૃ-ભક્તિ ભુવનતલમાં અસામાન્ય હોઇ, વિશ્વવિખ્યાત હતી. વસન્તઋતુમાં તે સપત્નીક થઇ વન-વિહાર કરવા ગયો હતો. પોતે તેમજ પોતાની એ પ્રેમી પ્રિયાએ યૌવનના વસન્તકાલમાં હજી હમણાંજ પ્રવેશ કર્યો હતો. હજી તો તે નવલ-દમ્પતીએ વસન્તના વિલાસી વાયુનોજ અનુભવ કર્યો હતો. ક્રીડા-વનમાં વિચર્યાંને બહુ દિવસ નહિ થયા હશે ત્યાં તેની ( કુમારની ) **ઓરમાન** માતાનો સંદેશ રાજ-દૂત લઇને આવ્યો. રાજમાતાએ, કુમારની પરીક્ષા લેવાના હેતુથી અને ખાસ કરીને તો તેના પ્રત્યેની નૈસર્ગિક ઇર્ષ્યા-બુદ્ધિથી, કહેવડાવ્યું હતું, "પિતા તારાં **નેત્રો** મંગાવે છે. દૂત સાથે સત્વર રવાના કરજે." કુમારે

ઓડણું અને વીરાંગના **પદ્મિની** તુલ્ય પતિપ્રાણાસ્ત્રીઓ આ પવિત્ર દેશમાં અનેક થઇ ગઈ છે. એમાંથી એકનો પણ ઉલ્લેખ ન કરવો એ આ વિશ્વવૃદ્ધ દેશનું અપમાન છે. ભારતજનનીનો કયો સુપુત્ર આ **અપમાન** સહન કરશે? અસ્તુ; આ ઠરાવને મંજુર કરી તમારી પવિત્ર ફરજ અદા કરશો."

પરિષદના મંત્રીએ બોલવાનો આરંભ કર્યો. સભામાં કોલાહલ શરૂ થયો. ખૂણે ખોચરેથી વિદ્યાર્થીઓ ઉઠવા માંડયા. પૂર્વપરિચિત હિન્દી બોલનાર વિદ્યાર્થીએ પોતાના સ્થાનપર ઉભા રહી ઘોષણા કરી.

'પરિષદકા કાર્ય હો ચુકા હૈ. કૃપા કરકે ધૈર્ય ઔર શાન્તિકો ધારણ કરીએ. મંત્રી મહાશય કુછ કહનેકો ઉત્સુક હૈં. આશા હૈ આપ સબ સાવધાન હોકર સુનેંગે.'

---

જરાપણ વિચાર કર્યા વગર તત્કાલ સુંદર નેત્રો-સૃષ્ટિસૌન્દર્યના તથા સંસારસુખના અવલોકન તથા અનુભવનાં અતૃપ્ત નેત્રો-કાઢી દૂતના હાથમાં મૂક્યાં. ધન્ય! ભારતભૂમિના આદર્શ રાજકુમાર ધન્ય!!

શું આના જેવું સ્નેહ, ઔદાર્ય અને શૌર્યભર્યું એકપણ કાર્ય એ (ગોલ્ડન ડીડઝ) માં છે? એવા કર્તવ્યનિષ્ઠ પુત્રોનાં ચરિત્રો ભારતીય વિદ્યાલયોમાં ન શીખવવવામાં આવે, એ શું દેશનું દુર્ભાગ્ય નથી? એવાં એવાં અનેક દેવદુર્લભ-પુત્ર-રત્નોનાં જીવન-ચરિતોની શોધ કરી, તેમને લેખબદ્ધ કરવાનું મૂકી દઈ, જે લેખકો પશ્ચિમના સાહિત્યમાંથી લેખન-સામગ્રી શોધવા માટે મથે છે, તેઓ શું તે પરિશ્રમ **વ્યર્થ** નથી કરતા? ઘરમાં ખાવાનું હોય છતાં પાડોશી, સંબંધી કિંવા સ્નેહીની પાસે પણ ભિક્ષા માગવી એ શું સરાસર **અજ્ઞાનતા**-ઘરમાં શું છે અને શું નથી તેની-નથી? પ્રજાકીય પાઠશાળાઓના પાઠ્યક્રમમાં નાનાં બાળકો માટે શું આવાં ચરિત્રોની કથાઓ 'ઇતિહાસ'ની ગરજ સારે તેમ નથી?

પ્રસ્તુત રાજકુમારનું કવિતા-બદ્ધ જીવન વૃત્તાન્ત હરિદ્વારથી નીકળતા 'બ્રહ્મચારી' નામક **હિન્દી** માસિક-પત્રના કોઇ અંકમાં આ લખનારે જયપુરમાં વાંચ્યું હતું. તેના લેખક **જયપુર** (રાજપુતાના) નિવાસી સાહિત્યાચાર્ય પંડિત શ્રી **સૂર્યનારાયણ શર્મા** હતા એટલું સ્મરણમાં છે.

મંત્રી બોલ્યા: " આપણે આજના પ્રમુખનો ઉપકાર માનવો જોઇએ. તેમણે આ બારીક વખતમાં આપણી પરિષદ્‌નું સુકાન હાથમાં લઇ આપણુને ખરેખર ઉપકૃત કર્યા છે. એમના શબ્દો આપણે કદિ ભૂલીશું નહિ.

બીજો ઉપકાર આજના અદ્વિતીય વક્તા વિદ્યાર્થી **મંગળસિંહનો** માનીશું. તેઓ મૂળ **પ્રયાગના** રહીશ છે કિન્તુ હાલમાં તેઓ **મુંબઇમાં** રહે છે. તેઓ પોનાના અભ્યાસમાં સફળ થઇ દેશની વિશેષ સેવા કરવાને શક્તિમાન થાય એવી આશા રાખીશું. એમણે પરિષદ્‌માં હાજરી આપી પરિષદ્‌ને શોભાવી છે.

ત્રીજો ઉપકાર આ શાળાના મુખ્યાધ્યાપકનો માનવો જોઇએ. તેમણે આ મકાન વાપરવા આપી આપણા કાર્યને સહાયતા આપી છે. એજ પ્રમાણે ઉપસ્થિત થએલા વિદ્યાર્થી બન્ધુઓ તથા ઇતર સજ્જનોનો પણ હું અંતઃકરણથી ઉપકાર માનું છું."

પ્રમુખના સમયોચિત વિવેચન પછી સભા વિસર્જન થઇ--અરે નહિ 'પરિષદ્‌-દેવી' અદૃશ્ય થયાં. હું જાગીને જોઉંછું તો મારી પાસે 'ગુજરાતી' પત્ર સિવાય કશું ન હતું.



